મેસર્સ સુલેમાનભાઇ વારજી એન્ડ સન્સ
નઇરોબીવાળા તરફથી ભેટ.

# સીલસીલે ઇમામત

યાને

## ઇમામતની સંકલના.



ભાગ ૧ લો.



શીયા ઇમામી ઇસમાઇલી સ્કુલોના
વીદ્યારથીઓ માટે.

---

રચનાર,
હરજીભાઈ પુંજા માસ્તર.

પ્રગટ કરનાર,
મુખી લાલજીભાઇ દેવરાજ,
ધી ખોજા સીંધી છાપખાનું,
૧૧૩ પાલખી મહોલા, મુંબઈ—૯.

આવૃતી ત્રીજી.] ૧૫-૧-૧૯૨૦. [નકલ ૧૦૦૦

# પ્રસ્તાવના.

શીયા ઇમામી ઇસમાઇલી દીનના રાહનુમા, પેશવા, રૂહાની સરદાર, હક મઉલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર, હાજર ઇમામની પાક ગાદી કલપે કલપ તથા જુગા જુગ, દસ અવતારો, સીતોતેર પાત્રો તથા અડતાલીસ ઇમામોના રૂપમાં સીલસીલા બંધ, જગતમાં જાહેર રીતે ચાલુ રહેલી છે.

મહાન બોધગુરૂ પીર સદરદીન સાહેબે શીયા ઇમામી ઇસમાઇલી ઇસમાઇલી દુઆ નામની બંદગી રચી આપી છે, તેમાં ઇમામતનો સીલસીલો સંપુરણ રીતે વીશનાપુરીના વીભાગમાં દરશાવેલો છે, જે હકીકતો ઇસમાઇલી મોમનો બંદગી કરતી વખતે મુખ પાઠ જડી જાય છે.

હાજર ઇમામ મઉલાના આગા સુલતાન મહમદ શાહ દાતારને ખરચે નીભાવવામાં આવતી મુંબઇના ખડક ઉપરના મોટા જમાતખાનાની સ્કુલમાં ધારમીક

શાસ્ત્રોના શીક્ષણ માટે માસ્તર તરીકે ગુજારેલી નવ વરસની મારી કારકીરદી દરમ્યાન વીદ્યાર્થીઓને ધર્મા-મતના સીલસીલાનું શીક્ષણ આપવા માટે સવાલ—જવાબ રૂપે એક પ્રશ્નોત્તર બુક લખી રાખવાની તે વખતે મને જરૂર જણાઇ આવી હતી.

ઇસમાઇલી લીટરેચર સોસાયટીના સુપરવાઇઝર મરહુમ માસ્તર હાસમભાઇ બોઘા, કે જેઓએ ઇસમાઇલી દીનને લગતાં કેટલાંક ઉપયોગી પુસ્તકો રચીને પ્રગટ કીધા છે, તેમજ તેઓ ઉદાર વ્રતીથી બીજા ઉછરતા વીદ્વાનોને ઉમંગથી સહાયતા આપવા પોતાની ફરજ સમજતા હતા, તેઓએ મીસર, તુરકસ્તાન, બદક-શાન વીગેરે દુર દરાજના મુલ્કોના અરબ તથા અજમ ઇસ્માઇલી મુરીદોની જાતી મુલાકાતથી, તથા ઇંગ્રેજી, ફારસી, અરબી વીગેરે પરભાષાઓના પુસ્તકોમાંથી બારીક શોધખોળ કરી, "ઇસમાઇલી દરપણ" નામે પુસ્તકમાં ઇસમાઇલી અડતાલીસ ઇમામોની ઇમામતના અસલી સન તથા હીજરી સનની મહાન ઉપયોગી તેમજ સંગીન ટીપ દાખલ કરી, ખરેખર ! ઇસમાઇલી દીનની એક અગત્યની સેવા બજાવી છે. મરહુમ માસ્તર **હાસમભાઇ બોઘાની** જાતી મુલાકાત, તથા તેમના રચેલા મજકુર "ઇસમાઇલી દરપણ" નામના પુસ્તકની

મદદથી આ "સોલસીલે ઇમામત" નામનું લઘુ પુસ્તક રચવા હું ભાગ્યશાળી થયો છું, તેને માટે આ પ્રસંગે ફરીથી હું તેમનો ખાસ ઉપકાર માનું છું.

સીલસીલે ઇમામતની હાથની લખેલી નોટ બુક-માંથી સ્કુલના વીદયારથીઓને નોટ લખાવવાની મોટી મુશકેલી મને પડતી હતી, તેમજ સ્કુલનો મારો કેટલોક ઉપયોગી વખત તેમાં રોકાઇ જતો હતો. આ નોટ બુકની બુક છપાવવામાં આવે તો સ્કુલના મારા ટાઇમનો ઘણો બચાવ થાય. અને તે ટાઇમ વીદયારથીઓને બીજું ઉપયોગી શીક્ષણ આપવામાં કામ લાગે, એવુ સમજીને મારી રચેલી સીલસીલે ઇમામતની પહેલી આવતી છપાવી આપવા મેં ઇસમાઇલી લીટરેચર સોસા-યટીને અરજ કરી હતી. એ સોસાયટીએ પોતાના કાયદા પ્રમાણે સામું મને ઇનામ આપીને પહેલી આવૃતી છપાવી આપવાની જે મહેરબાની કરી હતી, તેને માટે આ તકે તેમનો ઘટતો આભાર માનું છું,

મજકુર ઇસમાઇલી લીટરેચર સોસાયટી હાલમાં બંધ કરવામાં આવેલી હોવાથી આ બીજી આવૃતી **મુખી લાલજીભાઈ દેવરાજ** ( ધી ખોજા સીન્ધી પ્રીન્ટીંગ પ્રેસ ) તરફથી બહાર પાડવામાં આવી છે,

તે માટે આ તકે તેમનો ઉપકાર માનવાને મારે ભુલવું જોઇએ નહી.

આ બીજી આવરતીમાં મેં ઘટતો ઉપયોગી ફેરફાર કીધો છે, અને સ્કુલમાં શીખતા વીદયારથીઓને શીખવામાં અનુકુળ પડે એવી ઢબ વાપરવામાં આવી છે.

મને મારા આ કાર્યમાં મુખ્ય મદદ કરનાર **મરહુમ માસ્તર હાશમભાઈ ઓધાના** જન્નતનશીન રૂહને હજારો હજાર દુઆ મોકલતાં મઉલા તેમને અખંડ શાન્તી આપે એવું ખરા અંતઃકરણથી ઇચ્છું છું.

લી૦ સેવક,

**હરજી પુંજા માસ્તર.**



# સીલસીલે ઇમામત

યાને

## ઈમામતની સંકલના.

---

## પ્રકરણ પહેલું

### જગતની ઉત્પતી. કરણુ, કલપ અને જુગ.

---

### કલામે પીર.

પ્રથમ સામીજીએ પયદા કર્યા,
એ ભાઈ જ્યારે હતા તે ધંધુકાર;
તારે બીજો તે હતો કાંઇ નહિ,
અને એક હતા તે નિરાકારરે.

સ—ધંધુકાર એટલે શું ?

જ—શુન્ન કાળનો વખત ( એટલે તે વખતમાં જગત, ચંદ્ર, સુરય, આકાશ, તારા મંડળ, જમીન, જીવા જોડ, મા બાપ વીગેરે કોઇ વસ્તુ હસ્તી ધરાવતી નહી હતી).

સ—ત્યારે તે વખતે કોણ હતું ?

જ—ફકત પાક પરવરદીગાર ( નીરીંજન નીરાકાર ) હતા.

સ—તે વીશે ગ્યાન શરીફનો પાઠ બોલો.

જ—

## કલામે પીર.

પહેલો ધંધુકાર સાહેબે રચાયો,
તે રચનાકી કુદરત સાચી-
એબી તદએ તમે.

છત્રીસ જુગ, ચોરાશી ચોકડી,
એક ધ્યાને નર રહયા-
એબી તદએ તમે.

માઇ ન બાપ, પુત્ર ન બંધવા,
મન સંતોષી નર રહયા-
એબી તદએ તમે.

ધરતી ન હોતી, આકાશ ન હોતા,
તીસ દીન તું એક ઇલાહી-
એસી તઈએ તમે.

સ—ત્યાર પછી ખુદાવંદતઆલાએ શું પેદા કરયું ?

જ—પાક પરવરદીગારે જગતની ઉત્પતી કરવા માટે, પોતાના ઇશ્ક યાને હેતથી ફીણુનો ગોટો ઉત્પન્ન કરયો.

સ—તે ફીણુના ગોટામાંથી શું ઉત્પન્ન કરયું ?

જ—ફીણુના ગોટાનો ઇંડા જેવો, લંબગોળ આકાર બનાવ્યો.

સ—તે ઇંડાકારમાંથી શું રચના રચાવી ?

જ—તે ઇંડાકાર ઘણા વખત સુધી પોતાના હાથમાં રાખી તેનો ફેલાવો કરયો, અને તેમાંથી સાત તબક જમીન તથા દસ આસમાન પેદા કરયા.

સ—તે વીશે જ્ઞાન શરીફમાંથી પાઠ આપો.

જ—

## ફરમાને પીર.

તારે અહંકાર કરતાં સામીજીએ
ઇંડો ઉંચો ચડાવ્યો,

એ ભાઇ તે માંહેથી થયા
દસ આસમાનનો આકાર;
ત્યાંથી તે ઇંડો નીચે આવ્યો,
તે માંહેથી થયા સાત તબક જમીનના
તેણી વારરે.

સ—તેની માયના કરો.

જ—ખુદાવંદતઆલાએ પોતાની કુદરત માંહેથી સાત પાતાલ તથાં દસ આસમાન બનાવ્યા અને ત્યાર-પછી અસંખ્ય વરસો સુધી નીરાકાર રહયા.

સ—તે પછી શું બનાવ્યું ?

જ—પોતાના નુરમાંથી ચાર મુરત પેદા કરી અને પાંચમા પોતે તેમાં રહયા.

સ—તે વીશે ગ્નાનમાંથા સાબીતી આપો,

જ—

## કલામે પીર.

તે ચાર મુરતમાં પાંચમું પોતે રહયા,
અને વળી પોતાનો નુર રાખ્યો નીરાકાર;
તેનો તે એક કુતુબ તારો બનાવ્યો,
તેને લઈ ધર્યો આસમાન મીંજારરે.

સ—તેની માયના કરો.

જ—પોતાના નુરમાંથી ચાર મુરત પેદા કરીને અને
પાંચમું પોતાનું નુર સાકાર રૂપે સામેલ કરયું.

સ—તે પાંચ મુરતના નામ કહો.

જ—(૧) હ૦ નબી મહમદ મુસ્તફા, (૨) હ૦ મવલા મુરતજાઅલી, (૩) હ૦ બીબી ફાતમાતઝોહરા, (૪) હ૦ ઇમામ હસન અને (૫) હ૦ ઇમામ હુસેન.

સ—તે પાંચે તનનું એક નામ કહો.

જ—હજરત પંજેતન પાક સાહેબ.

સ—તે પાંચે તનના નુર સ્વરૂપને શું કહે છે?

જ—નુરે ખુદા, નુરે પંજતન પાક (એટલે પાંચ જણામાં ખુદાનું એક નુર છે).

સ—તે નુરમાંથી પહેલા કોને પેદા કર્યા? ગીનાન શરીફમાંથી પાઠ બોલો.

જ—

## કલામે પીર.

તેજ સ્વરૂપી તે અલી પોતે કહીએ,
અને મહમદ રૂપી તે ગુર બ્રહ્માજી અવતાર;
બીબી ફાતમા તે માહા દેવી
શક્તિ કહીએ

ઇશ્વર આદમ એ તો હ૦ ઇમામ હસન
હ૦ ઇમામ હુસેનનો અવતાર.

સ—તેની માયના કરો.

જ—વીશ્નુનો જોમો નર અલી મઉલા મુરતજાઅલી, ગુર બ્રહમાનો જોમો નબી મહમદ મુસ્તફા (સ૦) અને ઇશ્વર આદમ તે હ૦ ઇમામ હસન અને હ૦ ઇમામ હુસેનમાં શાહી નુર છે.

સ—ખુદાવંદતઆલાએ પોતાના શરીરના ભાગમાંથી પંજેતન પાક પેદા કર્યા તે વીશે ગ્નાન શરીફમાંથી પાઠ આપો.

જ—

## કલામે પીર.

આપણા માથા મુબારકમાંથી નબી
મહમદ મુસ્તફા કીયા,
અને મઉલા અલી તે પોતે અલ્લાહ
અવતાર;
સીના મુબારકની હજરત બીબી ફાતમા,
અને નુર ચશમ હ૦ ઇમામ હસન
હ૦ ઇમામ હુસેન દીલઠારરે,

સ—ત્યાર પછી ખુદાવંદતઆલાએ શું પેદા કરયું ?

જ—પોતાની કુદરતમાંથી દાદા આદમના પુતલામાં રૂહ ફુંકયો અને તેના ડાબા અંગમાંથી બીબી હવાને પેદા કરયા.

સ—અને તેનાથી કોને પેદા કરયા?

જ—તેઓ બને બુજરગવાર માંથી જગતના મનુષ્યોની ઉત્પતી થઇ.

સ—જગતના મનુષ્યોને હીદાયત કરવા માટે શું ઉત્પન્ન કરયું?

જ—ખુદાઇ નુર પંજેતન પાકના નુરમાંથી ત્રણ કરણના જમાનામાં જગતના મનુષ્યોને બોધ આપવા વીશ્ણુ વર દાતારના સતર જોમા થયા.

## ત્રણ કરણ.

સ—પહેલા ખુદાવંદતઆલાએ કયો જમાનો પેદા કર્યો?

જ—ત્રણ કરણનો જમાનો.

સ—કરણ એટલે શું?

જ—ચાર જુગ અને ચાર કલપની આગળ થઇ ગયેલો જમાનો અને અગીયાર લાખ વરસનો એક જુગ હોય એવા ત્રીસ જુગનો એક કરણ, કુલ્લે ત્રણ કરોડ અને ત્રીસ લાખ વરસનો એક કરણ ચાર

છેલ્લા ત્રણ કરણમાં નવ કરોડ અને નેવું લાખ વરસની મુદત થાય છે.

સ—તે ત્રણ કરણમાં કેટલા વીશ્નુના જોમા થયા?

જ—વીશ્નુના ૧૭ જોમા (અવતાર) થયા.

સ—તેના નામ કહો.

જ—૧ શ્રી અહુણાદ, ૨ અલખ, ૩ નામનીલ, ૪ અનીલ, ૫ સુન, ૬ સાન, ૭ નાન, ૮ ગ્નાન, ૯ નુર, ૧૦ તેજ, ૧૧ જળ, ૧૨ કમળ, ૧૩ અધબુધ, ૧૪ જાગ, ૧૫ તંતવ, ૧૬ પ્રેમ તંતવ, ૧૭ આદ પુરૂશ.

સ—આદ પુરૂશમાંથી કોણ ઊત્પન્ન થયા?

જ—આદ પુરૂશના નાભી ચક્રમાંથી ગુર ભરમા પેદા થયા.

સ—ત્રણ કરણનો જમાનો પુરો થયા પછી ખુદાવંદ-તાલાએ શું ઉત્પન્ન કરયું?

જ—કલપનો જમાનો.

સ—કલપ એટલે શું?

જ—બીરમાનો એક દીવસ.

સ—બીરમાનો દીવસ એટલે શું?

જ—જગતની એક વખતની ઉત્પતી.

સ—એક કલપમાં કેટલા વરસ હોય છે?

જ—ચાર અબજ અને બત્રીસ કરોડ વરસનો એક કલપ અથવા એક હજાર ચોકડી અથવા મહાયુગ કહેવાય છે.

સ—કલપ કેટલા છે ?

જ—કલપ ચાર છે.

સ—તેમના નામ બોલો.

જ—૧ જાયલા, ૨ ફ્રાયલા, ૩ અરજા, ૪ ખલીફા.

## ૧—જાયલા કલપ.

સ—પહેલા જાયલા કલપમાં વીષ્નુના કેટલા અવતાર થયા ?

જ—ચાર અવતાર થયા.

સ—તે ચારેના નામ બોલો.

જ—૧ હવ, ૨ કવ, ૩ ધરમ, ૪ કેશવ.

સ—પહેલા જાયલા કલપમાં કેટલા કરોડી જીવ અમરાપુરીમાં ગયા ?

જ—નવાણું કરોડી જખ અમરાપુરીમાં ગયા.

## ૨—ફ્રાયલા કલપ.

સ—બીજા ફ્રાયલા કલપમાં વીષ્નુના કેટલા અવતાર થયા ?

જ—ત્રણ અવતાર થયા.

સ—તેના નામ કહો.

જ—૧ તઉણાદ, ૨ ઉતરા, ૩ હરીતક.

સ—બીજા ફાયલા કલપમાં કેટલા કરોડી જીવ અમરા-
પુરીમાં ગયા ?

જ—છપન કરોડી મેઘ માળ અમરાપુરીમાં ગયા.

## ૩—અરજા કલપ.

સ—ત્રીજા અરજા કલપમાં વીષ્નુના કેટલા અવતાર
થયા ?

જ—બે અવતાર થયા.

સ—તેમના નામ કહો

જ—૧ પરૂરવા અને ૨ અંતઅતીત,

સ—ત્રીજા અરજા કલપમાં કેટલા કરોડી જીવ અમરા-
પુરીમાં ગયા ?

જ—ત્રીજા અરજા કલપમાં બત્રાસ કરોડી કીનર અમ-
રાપુરીમાં ગયા.

## ૪—ખલીફા કલપ.

સ—ચોથા ખલીફા કલપમાં વીષ્નુના કેટલા અવતાર
થયા ?

જ—એક અવતાર થયો.
સ—તેના નામ બોલો.
જ—પ્રેમ રૂખ.
સ—ચોથા ખલીફા કલપમાં કેટલા કરોડી જીવ અમરાપુરીમાં ગયા ?
જ—તેત્રીસ કરોડી દેવ અમરાપુરીમાં ગયા.
સ—ત્યાર પછી ખુદાવંદતઆલાએ શું પેદા કરયું ?
જ—ચોથા કલપની ચાર ઘડી બાકી હતી, તેમાંથી ત્રીજો જમાનો ચાર યુગનો બનાવ્યો.
સ—યુગ એટલે શું ?
જ—શાસ્ત્રોમાં ઠેરાવેલો લાંબો વખત.
સ—જુગ કેટલા છે ?
જ—જુગ ચાર છે.
સ—તેઓના નામ કહો.
જ—૧ કર્તા, ૨ ત્રેતા, ૩ દુઆપુર, ૪ કલજુગ.

## ૧—કર્તા યુગ.

સ—પહેલા કર્તા જુગમાં વીષ્નુના કેટલા અવતાર થયા ?
જ—ચાર અવતાર થયા.
સ—તેઓના નામ કહો.
જ—૧ મચ્છ, ૨ કોરભ, ૩ વારાહ, ૪ નરસીંહ.

સ—પહેલા કરતા જુગમાં ભકત કેટલા થયા ?

જ—ચાર ભકત થયા.

સ—તેમના નામ બોલો.

જ—૧ રૂખ મુગત, ૨ અમરીખ, ૩ ધ્રુવ, અને ૪ પહેલાજ.

સ—પહેલા કરતા જુગમાં અસુર (દઇંત્ય) કેટલા થયા ?

જ—ચાર થયા.

સ—તેના નામ કહો.

જ—૧ સંખાસુર, ૨ મધુકીટક, ૩ મોર, અને ૪ હરણાકંસ.

સ—કરતા જુગના મુખીનું નામ કહો.

જ—રાજા પહેલાજ.

સ—પહેલા મુખી સાથે કેટલા કરોડી જીવ હતા ?

જ—પહેલા મુખી પહેલાજ સાથે પંદર કરોડી જીવ હતા.

સ—તેમાંથી કેટલા કરોડી જીવ અમરાપુરીમાં ગયા ?

જ—તેમાંથી ફકત પાંચ કરોડી જીવ અમરાપુરીમાં ગયા.

સ—બાકીના જીવોની ગતી કેવી ગઇ ?

જ—બાકી દસ કરોડી જીવમાંથી પાંચ કરોડી જીવ આવાગમણુ (ફરીથી અવતાર લેવા) માં પડયા અને પાંચ દોજખમાં ગયા.

સ—આવાગમણુ એટલે શું ?

જ—લખ ચોરાશીના ફેરા ( એટલે જનમવું અને મરવું.)

સ—પહેલા કરતા જુગમાં જાપ કોના નામનો જપતા હતા ?

જ—વીષ્નુના અવતાર "નરસીંહ ભગવાનનો."

સ—કરતા જુગમાં વૃત શેનું કરતા હતા ?

જ—સોમવારી એકાદશીનું વ્રત રાખતા હતા.

સ—કરતા જુગમાં દાન શેનું આપતા હતા ?

જ—કુંજર એટલે હાથીનું દાન.

સ—કરતા જુગમાં ઘટપાટ શેના હતા ?

જ—સોનાના ઘટ તથા સોનાના પાટ.

સ—કરતા જુગમાં આદ ગુરૂ કોણ હતા ?

જ—આદ ગુરૂ બ્રહ્માજી હતા.

સ—કરતા જુગનું પરમાણું કહો,

જ—કરતા જુગ ૧૭,૨૮,૦૦૦ વરસ સુધી હતો.

સ—કરતા જુગમાં દાગ ( માણસ મરી ગયા પછી અવલ મંજલે પોંચાડવું તે) શેના હતા ?

જ—જળ દાગ.

સ—જળ દાગ એટલે શું ?

જ—માણુસ મરી ગયા પછી તેને જળમાં મુકી આવવું તેને જળ દાગ કહે છે.

## ૨—ત્રેતા જુગ.

સ—બીજા ત્રેતા જુગમાં વીષ્નુના કેટલા અવતાર થયા ?

જ—ત્રણ અવતાર થયા.

સ—તેમના નામ કહો.

જ—૧ વાયમણ, ૨ ફરસીરામ, ૩ રામચંદ્રજી.

સ—બીજા ત્રેતા જુગમાં ભક્ત કેટલા થયા ?

જ—ત્રણ ભકત થયા.

સ—તેઓના નામ કહો.

જ—૧ કમળાધેન, ૨ કમળાપતી, ૩ હરીચંદ્ર.

સ—બીજા ત્રેતા જુગમાં દઇંત્ય (અસુર) કેટલા થયા ?

જ—ત્રણ થયા.

સ—તેના નામ કહો.

જ—૧ બળ, ૨ સહસ્ત્રાર્જુન, ૩ રાવણ.

સ—બીજા ત્રેતા જુગના મુખીનું નામ કહો

જ—રાજા હરીચંદ્ર.

સ—તેની રાજધાનીનું નામ કહો.

જ—અયોધ્યા શહેર.

સ—ત્રેતા જુગના મુખી હરીચંદ્રની સ્ત્રી તથા છોકરાનું નામ કહો.

જ—રાણી તારારાણી તથા પુત્ર રોહીદાસ.

સ—બીજા ત્રેતા જુગના મુખી રાજા હરીચંદ્રની સાથે કેટલા કરોડી હતા ?

જ—૨૧ કરોડી જીવ હતા.

સ—તેમાંથી કેટલા કરોડી જીવ અમરાપુરીમાં ગયા ?

જ—તેમાંથી ફકત સાત કરોડી જીવ અમરાપુરીમાં ગયા.

સ—બાકીના જીવોની કેવી ગતી થઇ ?

જ—બાકી ૧૪ કરોડીમાંથી ૭ કરોડી જીવ આવાગમણમાં ગયા અને બાકી ૭ કરોડી જીવ દોજકમાં ગયા.

સ—બીજા ત્રેતા જુગમાં જાપ કોના નામનો જપતા હતા ?

જ—વીષ્નુના અવતાર "શ્રી રામચંદ્રજી" ભગવાનનો.

સ—વૃત (અપવાસ) શેના કરતા હતા ?

જ—મંગળવારી ચઉદસનો.

સ—દાન શેના દેતા હતા ?

જ—અસ્વ દાન એટલે ઘોડાનું દાન.

સ—ઘટ પાટ શેના હતા ?

જ—રૂપાના ઘટ અને રૂપાના પાટ.

સ—આદ ગુરૂ કોણ હતા ?

જ—આદ ગુરૂ વશીષ્ટ રૂશી.

સ—ત્રેતા જુગનું પરમાણું કહો.

જ—૧૨,૯૬,૦૦૦ વરસ.

સ—દાગ શેના હતા ?

જ—વન દાગ.

સ—વન દાગ એટલે શું ?

જ—માણુસ મરી જાય પછી તેને વનમાં મુકી આવવું તે.

## ૩—દુઆપુર જુગ.

સ—ત્રીજા દુઆપુર જુગમાં વીષ્નુના કેટલા અવતાર થયા ?

જ—બે અવતાર થયા.

સ—તેના નામ કહો.

જ—૧ શ્રી કૃષ્ણજી, અને ૨ શ્રી બુધ્ધ.

સ—દુઆપુર જુગમાં ભકત કેટલા થયા ?

જ—બે ભકત થયા.

સ—તેમના નામ કહો.

જ—૧ સહદેવ, ૨ જુજેષ્ટળ.

સ—દુઆપુર જુગમાં દઇંત્ય કેટલા થયા ?

જ—બે થયા,

સ—તેના નામ કહો.

જ—૧ કંસ અને ૨ દુરજોધન.

સ—ત્રીજા દુઆપુર જુગના મુખીનું નામ કહો.

જ—રાજા જુજેષ્ટળ (યુધીસ્ઠીર).

સ—તેની રાજધાનીનું નામ કહો.

જ—ઇંદ્રપ્રસ્થ (દીલ્હી).

સ—મુખો જુજેષ્ટળના પીતા તથા માતાનું નામ કહો.

જ—પીતા પાંડુ રાજા તથા માતા કુંતાજી.

સ—તેમની રાણીનું નામ કહો.

જ—સતી દરોપદી (પંચાળી),

સ—પાંચ પાંડવના નામ કહો.

જ—૧ જુજેષ્ટળ (રાજા ધરમ), ૨ ભીમ, ૩ અરજુન, ૪ સહદેવ, ૫ નીકુળ.

સ—પાંડવોની સામે કોણે લડાઇ કરી હતી.

જ—તેમના કાકાના છોકરા દુરજોધન તથા તેના ૯૯ ભાઇઓ જેઓ કોરવોને નામે ઓળખાતા હતા.

સ—લડાઇ થવાનું કારણ શું ?

જ—સત્યને માટે લડાઇ થઇ, તેમાં તે વખતના વીશ્નુ અવતાર શ્રી કૃષ્ણજીએ (સત્ય) પાંડવનો પક્ષ કર્યો જેથી અંતે દુષ્ટ બુદ્ધીના કોરવોનો નાશ થયો

અને દઇત્ય દુરયોધનને બુધ્ધાવતાર રૂપે શ્રી વીષ્નુએ મારયો.

સ—કયા ઠેકાણે અને કેટલા વરસ પહેલાં લડાઇ થઇ હતી ?

જ—ઇ૦ સ૦ પુરવે ૫૦૦૦ વરસ પર હાલના દીલ્લી પાસે અડતાલીસ ચોરસ માઇલના ઘેરાવાનું પાણીપત નામનું મેદાન છે તે મેદાનમા લડાઇ થઇ હતી.

સ—દુઆપુર જુગમાં મુખી સાથે કેટલા જીવ હતા ?

જ—કુલ ૨૭ કરોડી જીવ હતા।

સ—તેમાંથી કેટલા કરોડી અમરાપુરીમાં ગયા ?

જ—તેમાંથી નવ કરોડી અમરાપુરીમા ગયા,

સ—બાકીના ૧૮ કરોડી જીવની શું ગતી થઇ ?

જ—૯ કરોડી આવાગમણમાં ગયા અને ૯ કરોડી દોજખમાં ગયા.

સ—દુઆપુર જુગમાં જાપ કોનો જપતા હતા ?

જ—શ્રી કૃષ્ણજીનો ( તે વીષ્નુનો આઠમો અવતાર )

સ—દુઆપુર જુગમાં વ્રત શેનું રાખતા હતા ?

જ—બુધવારી અમાસનું.

સ—દાન શેના દેતા હતા ?

જ—ગઉના દાન એટલે ગાય–વાછરડાનું દાન

સ—ઘટપાટ શેના હતા ?

જ—તાંબાના ઘટ તથા તાંબાના પાટ.

સ—આદ ગુર કોણ હતા ?

જ—વીદુર બ્યાસજી.

સ—દુઆપુર જુગનું પરમાણું કહો,

જ—૮,૬૪,૦૦૦ વરસ.

સ—દાગ શેના હતા ?

જ—અગન દાગ.

સ—અગન દાગ એટલે શું ?

જ—માણુસ મરી ગયા પછી તેને બાળી નાખે તેને અગન દાગ કહે છે.

## ૪—કલી યુગ.

સ—ચોથા કલજુગમાં વીષ્નુના કેટલા અવતાર થયા?

જ—એક અવતાર.

સ—તેનું નામ કહો.

જ—શ્રી નકલંકી અવતાર મઉલા મુરતજાઅલી.

સ—પાક પરવરદીગારે અસંખ્ય વરસો પર પહેલાં શું પેદા કરયું ?

સ—નુરે પંજતન પાક સાહેબ.

સ—તે નુરનું શું બનાવ્યું હતું ?

જ—કુતુબ તારો અને તે કુતુબ તારાઆંથી સઘળી સૃષ્ટીની રચના રચાવી.

સ—તે નુરે પંજતન પાક સાહેબનું સ્વરૂપ કહો?

જ—તે નુરે પંજતન પાક સાહેબ (નુરે ખુદા) જે અસંખ્ય વરસ પર નુર હતું તે નુર શારીરીક અવતારમાં ૪૦ સ૦ ૫૭૦ માં પંજતન પાક એટપે પાંચ તનમાં જલવાગર થયું અને તેઓ એશીયા ખંડમાં અરબસ્તાન દેશમાં જાહેર થયા અને ઇસ્લામ ધરમનો પ્રચાર કર્યો.

સ—દસમા નકલંકી અવતારનો જન્મ કયા શહેરમાં થયો?

જ—અરબસ્તાન દેશમાં શહેર મકકામાં.

સ—ચોથા કલજુગમાં ભકત કેટલા છે?

જ—એક ભકત છે.

સ—તેનું નામ કહો.

જ—કમળા કુંવર.

સ—કલજુગમાં દઇત્ય કેટલા છે?

જ—એક દઇત્ય,

સ—તેઓનુ નામ કહો.

જ—દઇત્ય કાલીંગો.

સ—ચોથા કલજુગના મુખીનું નામ કહો.

જ—મુખી સતગુર પીર સદરદીન સાહેબ.

સ—પીરની પુઠીઉંમાં કેટલામાં પીર?

જ—૨૧ મા પીર.

સ—તેઓએ આપણા વડવાઓ ઇસમાઇલી દીનનું શીક્ષણ કયા વખતમાં આપ્યું ?

જ—આપણા ૩૦ મા ઇમામ શ્રી ઇસલામ શાહના વખતમાં.

સ—તેઓ કયા મુલકમાંથી આવ્યા હતા ?

જ—ઇરાન દેશમાંથી.

સ—આપણા વડવાઓ તે વખતે કયો ધરમ પાળતા હતા ?

જ—તેઓ હીંદુ હતા.

સ—કલજુગના મુખી પીર સદરદીન સાથે કેટલા કરોડી જીવ હતા ?

જ—૩૬ કરોડી જીવ હતા તેમાંથી ૧૨ કરોડી અમરાપુરીમાં ગયા અને ૨૪ કરોડી ગોર અંધાર ગયા.

સ—તે વીશે જ્ઞાનમાંથી સાખેતી આપો.

જ—

## કલામે પીર.

આશાજી છત્રીસ કરોડી પુરા ધરમી,
શ્રી ઇસલામ શાહાને ભેટીયાજી;
દસોંદ કારણ જીવ ડોલાવ્યા,
તે ચોવીસ ગયા ગોડ અંધાર—
હરી અનત અનત હરી અનત તેજો

સામી શાહા અનંત તેંજો અંત
મઉલા જાણુજી.

સ—તેની માયના કરો.

જ—૩૬ કરોડ જીવ એકઠા ધરમ કરતા હતા, પણ તેમાંથી ૨૪ કરોડી જીવે દસોંદ (જકાત, ખુમશ) માટે જીવ ડોલાવ્યો તેથી તેઓ ગોર અંધારમાં ગયા.

સ—દસોંદ (જકાત, ખુમશ) ઉપર કોનો હક છે ?

જ—હાજર ઇમામનો.

સ—તે વીશે જ્ઞાન શરીફમાંથી પાઠ આપો.

જ—

## કલામે પીર.

આશાજી નર નકલંકી તખતેજ બેઠા,
તેને દસોંદ આલોજી;
દસોંદ દેવે તે સરગે જાવે,
અવર સરવે થોથાં—ફરી૦

સ—તેની માયના કરો.

જ—હે મુનીવરો ! દસમો નકલંકી અવતાર મઉલા મુરતજાઅલીની ગાદી ઉપર જે ઇમામ હાજર હોય તે ઇમામને (જકાત, ખુમશ) દસોંદ આપશો તો તમને સરગ મળશે

સ—ચોથા જુગમાં જાપ કોના નામનો છે ?

જ—પીર-શાહાનો.

સ—પીર એટલે કોણ ?

જ—હ૦ નબી મહમદ મુસ્તફા સ૦ ની ગાદી ઉપર જેની નીમણુંક હાજર ઇમામ તરફથી થઇ હોય તે પીર કહેવાય.

સ—શાહ એટલે કોણ ?

જ—હ૦ મઉલા મુર્તઝાઅલી તે દશમા નકલંકી અવતારની ગાદી ઉપર જે ઇમામ વસીહ તરીકે ગાદીએ હાજર ઇમામ હોય તે શાહ કહેવાય.

સ—ચોથા જુગમાં વ્રત શેના છે ?

જ—શુકરવારી બીજ.

સ—તે વીશે ગ્નાન શરીફમાંથી પાઠ આપો.

જ—

## કલામે પીર.

એજી બીજ શુકરવારી સેવીએ,
અને નીશ હોવે નસીજલ મન;
ગુર ગતસું આરાધ કરતાં,
થાઇએ બહુ પાવન.

સ.—ચોથા જુગમાં દાન શેના આપે છે ?

જ—અજા એટલે બકરીનું દાન.

સ--ચોથા કલજુગમાં ધટપાટ શેના છે ?

જ—માટીના ઘટ અને માટીના પાટ.

સ--ચોથા જુગમાં આદ ગુરૂ કોણ છે ?

જ—નબી મહમદ મુસ્તફા રસુલ અલ્લલાહો વસલ્લમ.

સ--કલજુગમાં દાગ શેના છે ?

જ--ભુમી દાગ.

સ—એટલે શું ?

જ—માણુસ મરી ગયા પછી તેના શરીરને જમીનમાં દાટવું તેને ભુમી દાગ કહે છે.

સ—ચોથા જુગનું પરમાણું કહો.

જ—૪,૩૨,૦૦૦ વરસ સુધી કલજુગ રહેશે.

સ—ચોથા કલજુગમાં હાલના ચાલુ વખતને કેવી વેળા કહેવામાં આવે છે ?

જ—ફડતાળ વેળા.

સ--ફડતાળ વેળાના મુખીનું નામ કહો.

જ—સતગુર પીર હસન કબીરદીન સાહેબ.

સ—તેમના પીતાનું નામ કહો.

જ—સતગુર પીર સદરદીન સાહેબ.

સ--ફડતાળ વેળામાં દાન શેના છે ?

જ—ખીર, ખાંડ, ગીરથ, અમરત ભોજન જે સતગુર મુખે દેશે તે જીવ જન્મો જન્મ પાર ઉતરશે.

સ—ફડતાળ વેળામાં જાપ કોના નામનો જપાય છે ?

જ—પીર–શાહનો.

સ—હાલ પીર–શાહની ગાદી ઉપર કોણ બીરાજે છે ?

જ—હક મઉલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર, અનત કરોડી આધાર, ગતીયું તારણહાર, હાદીયુલ મહેદી, સાહેબલ અમર, ખુદાવંદ સરકાર, મઉલાના હાજર ઈમામ, અમીરૂલ મોઅમેનીન.

સ—આપણા રૂહની મુકતી શી રીતે થાય ?

જ—ખુદાવંદ હાજર ઇમામની તાબેદારી કરવાથી, તેઓએ બખશેલા સીયા ઇમામી ઈશમાઈલી દીનની પેરવી કરવાથી તથા તેઓના મુબારક ફરમાનો ઉપર ચાલવાથી જરૂર આપણા રૂહની મુકતી થશે.



# પ્રકરણ બીજું.

## હ૦ આદમથી તે હ૦ મહમદ મુસ્તફા સુધી ચાર નબીની હકીકત.

### હ૦ આદમ (અ૦).

સ--હ૦ પંજતન પાક સાહેબના નુરમાંથી શું ઉત્પતી કરવામાં આવી ?

જ--ફીરસ્તાઓ પેદા કરયા.

સ--જ્ઞાન શરીફમાંથી તેની સાબેતી આપો.

જ—

### કલામે પીર.

તો મુનીવરભાઇ તારે શ્રી દીશનુની ઇચ્છાથી ઉપના,
અને બીજા ફીરસ્તા પાંચ તેણી વાર;
તે તો ફીરસ્તા રાખ્યા પોતાની હજુરમાં,
અને તેની બીજાને નહી સારરે.

સ—તેની માયના કરો.

જ—ત્યારે ખુદાવંદતઆલાએ પોતાની ઇચ્છાથી નુરી પંજતનમાંથી પાંચ ફીરસ્તા પેદા કર્યા, અને તેઓને પોતાની હજુરમાં રાખ્યા અને તેઓ શું કામ કરે છે તેના ભેદની કોઇને ખબર નથી,

સ—પાંચ ફીરસ્તાના નામ કહો.

જ—૧ હ૦ જબરાઇલ, ૨ હ૦ મેકાઇલ, ૩ હ૦ અસરાફીલ, ૪ હ૦ અજરાઇલ, ૫ અજાઝીલ.

સ—દરેક ફીરસ્તાઓને કયા કયા કામ ઉપર મુકરર કીધા ?

જ—હ૦ જબરાઇલ (પેગામ લાવનાર--પેગામ્બરો ઉપર વહી લાવનાર), ૨ મેકાઇલ (દુનીયા ઉપર વરસાદ મોકલનાર), ૩ અસરાફીલ (પવનને મોકલનાર), ૪ અજરાઇલ (રૂહ કબજ કરનાર), ૫ અજાઝીલ (શેતાની કામ કરાવનાર).

સ--લોહ કલમના દરવાજા ઉપર શું લખવામાં આવ્યું હતું ?

જ—એ પ્રમાણે લખવામાં આવ્યું હતું કે "પાંચ ફીરસ્તામાંથી એક ફીરસ્તો મારૂં ફરમાન નહી માનવાથી શેતાન થશે."

સ—તે વીશે જ્ઞાનમાંથી પાઠ આપો.

## કલામે પીર.

જ— લોહ, કલમ નીત ઉઠ દેખા,
તો એકકું રહજ કીયા;
ફ્રેમે મુકર દાવે પડીયા,
સો લેખા રહજ કીયા. ઈલાહીઝ

સ--તેની માયના કરો.

જ—લોહ, કલમ રોજ જોતા હતા, પણ તેના ઉપર લખ્યું હતું કે, "એક દીવસ એક ફીરસ્તો રાન્યો જશે" એમ જાણતા છતાં જેણે (અજાજીલે) હુજત કરી ને સીજદો કીધો નહી તેથી તેની કમાઇ રદ ગઇ.

સ—લોહ કલમ પર લખેલી વાત વાંચવાથી ફીરસ્તાઓની શું હાલત થઇ?

જ—સરવે ફીરસ્તાઓ તોબા કરવા લાગ્યા.

સ—સરવે ફીરસ્તામાંથી બંદગી વધારે કોણ કરતું હતું?

જ--અજાજીલ.

સ—તે વીશે જ્ઞાનમાંથી પાઠ આપો.

## કલામે પીર.

જ—એજી અજાજીલ ફીરસ્તા બુઝરગ કહીએ,
અને બુધ્ધીવંત કહીએ તેસા;

છત્રીસ કરોડ કીતાબા પડીયા,
પણ ભીતર ભેદ ન પાયા—અલ્લાહુદી૦

સ—તેની માયના કરો.

જ—અજાજીલ ફીરસ્તો સઉથી મોટો ફીરસ્તો અને બુધ્ધીવાળો હતો, તે ૩૬ કરોડ પુસ્તકો મોઢેથી બોલી જતો હતો છતાં તે મઉલાનો ભેદ સમજી શકયો નહી.

સ—તેની ઉંમર કેટલી હતી ?

જ—૧૮ લાખ વરસ.

સ—તે ભેદ શું હતો ? કે જે અજાજીલ સમજી શકયો નહી ?

જ—ખુદાવંદતઆલાએ હ૦ આદમ અલેહીસ્સલામના પુતલાને ( કે જેમાં ખુદાવંદતઆલાએ પોતાનું નુર નાખ્યું હતું તેને) સુજીદો કરવાને સરવે ફીરસ્તાઓને હુકમ કર્યો. પણ અજાજીલ તે ભેદ નહી સમજી શકયો અને ફરમાન ન માન્યું તેથી તે રાન્યો ગયો.

સ—હ૦ આદમની ઉત્પતી કેવી રીતે થઇ ?

જ—પંજતન પાકના નુરમાંથી.

સ—તે વીશે ગ્નાનમાંથી પાઠ આપો.

## કલામે પીર.

જ— તો મુનીવરભાઇ તારે શ્રી વીશનુ તે વર
દાતારજી થયા,
અને મહેસર મુરત સીરજી તેણી વાર;
તે તો માયાના નાભી કમળ માંહેથી
પેદા કર્યા,
તે તો હજરત આદમનો અવતારરે.

સ—તેની માયના કરો.

જ—ત્યારે ખુદાવંદનઆલાએ ત્રીજી મુરત તે મહાદેવ (શંકર) કેહવાયા તે પેદા કર્યા અને તેનું નામ હ૦ આદમ અલેહીસ્સલામ રાખ્યું.

સ—હ૦ આદમના ડાબા અંગમાંથી કોને પેદા કર્યા ?

જ—બીબી હવાને.

સ—તે વીશે જ્ઞાનમાંથી પાઠ આપો.

## કલામે પીર.

જ— તો મુનીવરભાઇ તારે હજરત આદમના
ડાબા અંગ માંહેથી પેદા કર્યા,
અને સરજ્યા તે બીબી હવાને સાર;
તેને અરધા અંગની કરી ઠેરાવીયા.
તેનો હજરત આદમ સફીઅલ્લાહ
કીધા ભરથારરે.

સ—તેની માયના કરો.

જ—ખુદાવંદતઆલાએ હ૦ આદમના ડાબા અંગમાંથી બીબી હવાને પેદા કરી અને તેણીને હ૦ આદમની ઘરવાળી ઠરાવી અને હ૦ આદમ સફી-અલ્લાહને તેણીનો ધણી બનાવ્યો.

સ--ખુદાવંદતઆલાએ બહેસ્તમાં દાદા આદમનું પુતળું બનાવવા માટે શું મંગાવ્યું તે વીશે જ્ઞાનમાંથી પાઠ આપો.

## કલામે શરીફ.

જ— એજી સરગ ભવનથી માટી મંગાઇ,
ભાઇ મીટડી મંગાઇ,
સાંહીયા ઇયું કરી ઘાટ ઘડાયા:
જીરે મુખકે મંડણ હોયે' દીવડાં જગાયા
ભાઇ દીવડા જંગાયા,
ઘટ અંદર શબદ સુણાયા જીરે—હમ૦

સ—તેની માયના કરો,

જ—ખુદાવંદતઆલાએ ફીરસ્તાઓને હુકમ કર્યો કે તમે જમીન ઉપર જાઓ અને માટી લઇ આવો, કારણ કે તે માટીમાંથી દાદા આદમનું પુતળું બનાવવું છે.

સ--પછી શું થયું ?

જ—માટી લેવા માટે જમીન ઉપર હ૦ જબરાઇલ, હ૦ મેકાઇલ અને હ૦ અસરાફીલ એ ત્રણે ફીરસ્તાઓ ગયા પણ તેઓ માટી લીધા વગર પાછા આવવાથી ખુદાવંદતઆલાએ હ૦ અજરાઇલને મોકલ્યો. હ૦ અજરાઇલની પાસે માટી ઘણું રોવા લાગી, પણ તેની દરકાર કર્યા વગર હ૦ અજરાઇલ માટીને લઇ આવ્યો.

સ—માટીએ હ૦ અજરાઇલને શું કહ્યું ?

જ—માટીએ કહ્યું કે "મારામાંથી ખુદાવંદતઆલા આદમનું પુતળું બનાવશે અને તેમાંથી મખલુકાત પેદા કરશે અને તેઓ દુનીયા ઉપર ઘણા પાપ કરશે અને તેનો બોજો મારા ઉપર પડશે."

સ—તે માટીનું શું થયું ?

જ—ખુદાવંદતઆલાએ તે માટીમાંથી દાદા આદમનુ પુતળું બનાવ્યું અને તેમાં રૂહ ફુકયું !

સ—પછી શું થયું ?

જ—ખુદાવંદતઆલા તરફથી સરવે ફીરસ્તાઓને ફરમાન થયું કે "દાદા આદમને સુજીદો કરો."

સ—ફીરસ્તાઓએ શું કીધું ?

જ—પાંચ ફીરસ્તાઓમાંથી ચાર ફીરસ્તાઓએ સુજીદો કરયો પણ અજાજીલે સુજીદો નહી કરયો અને

કહયું કે "તારા શીવાય બીજા કોઇને પણ હું સુજદો કરીશ નહી."

સ—પછી શું થયું ?

જ—ખુદાવંદતઆલાએ અજાજીલને ફરમાવ્યું કે "મારો હુકમ (ફરમાન) છે કે તું તેને સુજદો નહી કરશે તો તું રાન્યો જઇશ."

સ—પછી અજાજીલે શું કરયું ?

જ—ખુદાવંદતઆલાનો હુકમ નહી માનવાથી અજાજીલ શયતાન થયો.

સ—જેથી અજાજીલે શું કરયું ?

જ—અજાજીલે આદમ અને તેની ઓલાદને દરેકને ખુદાઇ કામમાં નાફરમાની કરતા સીખવવાનું કામ કરવા નું માથે લીધું.

સ—પછી શું હકીકત બની ?

જ—ખુદાવંદતઆલાએ ( આદમ અને હવાના ) બંને જોડાને બહેસ્તના બાગમાં મુકયા અને તેઓને ફરમાવ્યું કે "તમારે બગીચાનો દરેક મેવો ખાવો પણ ગોધમ (ઘઉ) ને ખાવા નહી અને જો ખાસો તો તમને ઘણો પસ્તાવો થસે."

સ—પછી શું બનાવ બન્યો ?

જ—હ૦ બીબી હવાને શેતાન (અજાજીલ) તરફથી ઘણી તરેહથી ફરેબ આપવામાં આવ્યો પણ તેમાં તેનું કાંઇ વળ્યું નહી.

સ—પછી શું થયું ?

જ—બીબી હવાને જેમ તેમ કરી આખરે શેતાને લલચાવી ઘઉંનો દાણો ખવરાવ્યો જેથી તેમને કુદરતી હાજત પેદા થઇ.

સ—પછી શું થયું ?

જ—જેથી દાદા આદમને તે વાતની ખબર પડી ત્યારે તેઓ ઘણું પસ્તાણા પણ પોતે બીબી હવાથી છુટા રહી નહી શકવાથી પોતે પણ બીબી હવાની માફક ગોધમ ખાધા.

સ—ત્યારે ખુદાવંદતઆલા તરફથી શું ફરમાન થયું ?

જ—બીબી હવા તેમજ દાદા આદમને ઘણાજ ગુસ્સાથી ખુદાવંદતઆલાએ બહેસ્તમાંથી હાંકી કાઢી દુનીયા ઉપર ફેંકી દીધા જ્યાં તેઓએ ૯૦૦ વરસ રાત અને દીવસ ગીરીયાઝારીમાં કાઢયા અને ઘણી બંદગી કરી ત્યારે તેઓ ઉપર ખુદાવંદતઆલાની મહેરબાની થઇ.

સ—ને વાશે ગ્નાન શરીફમાંથી પાઠ આપો.

# કલામે પીર.

જ— કેતે બરસ જંગલમાંહે ડાલા,
રોતે રગત નેનુંથી ચાલા.

સ—તેની માયના કરો.

જ—કેટલાક વરસ સુધી જંગલમાં રહયા અને આંખમાંથી પાણીને બદલે લોહીના આંસુઓ ચાલવા લાગ્યા.

સ—ખુદાવંદતઆલાએ પછી શું ઉત્પન્ન કરયું ?

જ—તે બંને જોડામાંથી સૃષ્ટીની આદમની જાત પેદા કરવા માંડી અને તેમાં જીવા જોડને માથે ખુદાઇ રસ્તો દેખાડવાને એક રાહબર પેકામ્બરનો દરજ્જો આપી મોકલ્યો અને જેમાં ખાસ નુરી પંજતન (ખુદાવંદતઆલાનું નુર) જલવાગર થતું આવ્યું છે.

સ—ત્યારે વીષ્નુના આઠમા અવતારમાંથી ખુદાઇ નુર કયાં જલવાગર થયું ?

જ—૬૦ શીશ્ન અલેહીસ્સલામમાં.

સ—આપણી પાક દુઆમાં તો કેટલામાં પાત્ર છે ?

જ—૫૦ મા પાત્ર છે.

સ—આરપછી અંશાવતાર કયા કયા પાત્ર થયા ?

જ—૫૧-શામ, ૫૨-શલામ, ૫૩-મલહાન, ૫૪-અસલામ, ૫૫-હારૂન.

## ૧—૬૦ મુસા કલીમુલ્લા.

સ—તેઓના વખતમાં (નબી) પીરનો જોમો કેની પાસે હતો ?

જ—૬૦ મુસા કલીમુલ્લાહ પાસે

સ—૬૦ મુસાના જન્મ તથા વફાત કહો ?

જ—૬૦ સ૦ પુરવે ૧૫૭૧ માં જન્મ એટલે ૩૪૯૦ વરસ પર થયો હતો.

સ—વફાત ક્યારે થઇ ?

જ—૬૦ સ૦ પુરવે ૧૪૫૧ માં વફાત એટલે આજથી ૩૩૭૦ વરસ ઉપર થઇ હતી.

સ—એટલે તેઓની કેટલી ઉમર હતી ?

જ—૧૨૦ વરસની.

સ—તેઓ ઉપર કઇ કીતાબ નાઝીલ થઇ હતી ?

જ—તઉરેત કીતાબ.

સ—તેઓને કઇ કોમ માને છે ?

જ—યહુદી કોમ.

સ—તે કોમ કયા મુલકમાં રહી ?

જ—તે કોમ ઘણા મુલકમાં રહી પણ મુખ્ય તુરકી તથા
 રશીઆના મુલકમાં છે.

સ—મુસા નબી કેના વંશમાંથી ઉતરી આવ્યા ?

જ—યાકુબ પેગમ્બરના ૧૨ છોકરાઓના વંશમાંથી.

સ—એટલે કે કયા છોકરાના વંશમાંથી ?

જ—લેવીના છોકરા કહાથ અને તેના ઇમરાન નામે
 હતા તેના વંશમાંથી.

સ—મીસર દેશમાં તે વખતે કયો રાજા રાજ્ય કરતો
 હતો ?

જ—ફીરઓન રાજા.

સ—તે ભગત હતો કે કાફર ?

જ—કાફર હતો કારણ કે તે શેતાની કામ કરતો હતો.

સ—પછી શુ થયું ?

જ—ફીરઉનને કોઇએ ભવીષ્ય કહ્યું કે "તારો નાશ
 ઇસરાયલનો છોકરો કરશે."

સ—તેથી ફીરઉને શું કરયુ ?

જ—જેટલા છોકરા ઇસરાયલ કોમમાં થતા તે બધાને
 તે મારી નાખતો.

સ—ત્યારે મુસા નબી કેમ બચી શકયા ?

જ—૬૦ મુસા નબીની માતાએ ફીરઉનની બીકથી
 મુસા નબીને પેટીમાં નાખીને નીલ નદીમાં તે પેટી
 વહેતી મુકી દીધી.

સ—પછી તે પેટીનું શું થયું ?

જ—તે પેટી ફીરઉનની સ્ત્રીના જોવામાં આવવાથી તે પેટીને નદીમાંથી મંગાવી લીધી અને તેને ખોલી તો તેમાંથી એક બાળક નીકળ્યું તેને પોતે ઉછેર્યા.

સ—ફીરઉનની રાણીનું નામ શું ?

જ—આસીઆખાતુન.

સ—પછી શું બનાવ બન્યો ?

જ—ત્યાં મુસા નબી મોટા થયા પણ ફીરઉનના માણસોનો જુલમ જોઇને તેઓએ ઘણા જણને મારી નાખ્યા,

સ—પછી શું થયું ?

જ—કેટલાકોએ મુસા નબીને કહયું કે "હવે તમને ફીરઓન મારી નાખશે."

સ—આથી મુસા નબી કયાં ગયા ?

જ—તેઓ કોહેતુર પર ગયા.

સ—ત્યાં ખુદા તરફથી શું હુકમ થયો ?

જ—ખુદાવંદે ફરમાવ્યું કે "ઓ મુસા હું તને નબુવત બક્ષુ છું. તું ફીરઉનની દરબારમાં જા અને ત્યાં ફીરઉનને સમજાવ કે મારા બંદાઓને દુઃખ આપે નહી."

સ—પછી શું થયું ?

જ—મુસા નબીએ અરજ કરી કે "મારૂં કહ્યું તે માનશે નહી."

સ—ત્યારે ખુદાવંદતઆલાએ શું ફરમાવ્યું ?

જ—ખુદાવંદતઆલાએ ફરમાવ્યું કે તને તારા ભાઇ હારૂનને મદદ માટે મોકલું છું અને અસા (લાકડી) માંથી સાપ બનશે તેવો મોજીજો બતાવ્યો અને હર હાલમાં મદદ કરવાનું ફરમાન થયું.

સ—પછી શું બન્યું ?

જ—મુસા નબી ત્યાંથી મીશર આવ્યા અને હારૂનને લઇ ફીરઉનની દરબારમાં ગયા અને ત્યાં તેને ખુદાનો સંદેશો પહોચાડયો.

જ—પછી શું થયું ?

જ—ફીરઉને ખુદાવંદતઆલાનો હુકમ માન્યો નહી જેથી ઘણી જાતની બલાઓ તેના મુલકની અંદર પેદા થઇ.

સ—ફીરઓનના શું હાલ થયા ?

જ—તેણે ઇસરાયલને મુસા નબી સાથે જવાનો હુકમ કરયો જેથી મુસા નબી તથા ઇસરાયલ સુફ (રાતા) સમદ્ર સુધી આવ્યા; પણ પાછળથી દગો કરીને તેમને પકડવા લશકર ગયું પણ દરીયામાં

બની ઇસરાયલોને માટે ખુદાએ રસ્તો કરી આપ્યો.

સ—ત્યારે ફીરઔને શું કરયું ?

જ—તેણે તેવો સુકો રસ્તો જોઇને તેઓની પછવાડે તે પણ આવ્યો, પણ ખુદાની મરજીથી દરીવાના પાણી ચો તરફ ફરી વલ્યા તેમાં ફીરઔન તથા તેનું ગંજાવર લશકર ડુબી મરી ગયું.

સ—તે વખતે કેટલા માણસો હતા ?

જ—આશરે ઇસરાયલોનું ૬ લાખ માણસ હતું,

## ૨—હ૦ દાઉદ (અ૦).

સ—બીજા કયા નબી ઉપર કીતાબ ઉતરી ?

જ—હ૦ દાઉદ અલેહીસ્સલામ ઉપર.

સ—કીતાબનું નામ કહો.

જ—જંબુર કીતાબ.

સ—હજરત દાઉદનો જન્મ કહો.

જ—ઇ૦ સ૦ પુરવે ૧૦૫૫ વરસ ઉપર જન્મ થયો હતો,

સ—વફાત ક્યારે થઇ ?

જ—ઇ૦ સ૦ પુરવે ૧૦૧૪ માં વફાત થઇ હતી.

સ—એટલે તેઓની ઉમર કેટલી થઇ ?

જ—૪૧ વરસની.

સ--હ૦ સ૦ ઉપરથી કુલ કેટલા વરસ ઉપર દાઉદ
નબી થયા ?

જ—૨૯૩૩ વરસ દાઉદ પેહામ્બરને થયા.

સ—હ૦ દાઉદના પીતાનું નામ કહો.

જ—તેઓ યશાઇના ફરજંદ થાય.

## ૩—હ૦ ઈસા રૂહુઅલ્લાહ.

સ—ત્રીજા નબીનું નામ કહો.

જ—હ૦ ઇસા રૂહુઅલ્લાહ.

સ—તેમનો જન્મ કઇ સાલમાં થયો !

જ—હ૦ સ૦ પુરવે ૪ વરસ ઉપર.

સ—વફાત કઇ સાલમાં થઇ ?

જ—હ૦ સ૦ ૩૬ મા વફાત થઇ.

સ—તેમની ઉમર કેટલા વરસની ?

જ—૩૭ વરસની.

સ—તેમના ઉપર કઇ કીતાબ ઉતરી ?

જ---ઇન્જીલ કીતાબ.

સ—તેઓ કઇ કોમના નબી છે ?

જ—ખ્રીસતી કોમના નબી છે.

## ૪—હ૦ નબી મહમદ મુસ્તફા.

સ—ચોથા નબીનું નામ કહો.

જ—હ૦ નબી મહમદ મુસ્તફા રસુલ સલ્લલ્લાહ.

સ—તેઓના પીતાનું નામ કહો.

જ—હ૦ અબદુલ્લા.

સ—અને તેઓના પીતાનું નામ કહો.

જ—હ૦ અબદુલ મુતલબ, તે નબી સાહેબના દાદા થાય.

સ—તેઓ કેટલામાં પાત્ર છે ?

જ—૭૬ મા પાત્ર.

સ—તેઓનો જન્મ કઇ સાલમાં થયો ?

જ—હ૦ સ૦ ૫૭૦ મા.

સ—તેઓની માતાજીનું નામ કહો.

જ—હ૦ બીબી અમીના.

સ—દશમા અવતાર મઉલા મુરતજાઅલીના તેઓ શું સગા થાય ?

જ—તેઓના દાદા હ૦ અબુલ મુતલબ પણ હ૦ મઉલા મુરતજાઅલીના દાદા થાય.

સ—બીજી શું સગાઇમાં હતા ?

જ—નબી સાહેબની દીકરી હ૦ બીબી ફાતમાના લગ્ન તેઓ સાથે થયા હતા.

સ—તેઓ ચાલુ જમાનામાં શું હોદો ભોગવતા હતા ?

જ—તેઓ સતગુર બ્રહ્માજી હતા.

સ—તેઓને કઇ કોમ નબી તરીકે સ્વીકારે છે ?

જ—આખી ઇસલામ કોમ.

સ—તેઓની સંખ્યા કેટલી છે ?

જ—આસરે ૭૬ કરોડ મુસલમાનો.

સ—તેઓ ઉપર કઇ કીતાબ ઉતરી ?

જ—કુરઆન કીતાબ.

સ—મુસલમાનોના મોટા ભાગ કેટલા છે ?

જ—બે ભાગ.

સ—તેમના નામ આપો.

જ—શીયા અને સુન્ની.

સ—આપણે કયા ભાગના ઇસલામી છીએ ?

જ—શીયા ભાગના.

સ—તેમાં આપણો કયો ફીરકો છે ?

જ—ઇસમાઇલી ફીરકો.

સ—ને નામ કયા ઇમામ ઉપરથી પડયું ?

જ—૬૦ ઇસમાઇલ બીન જાફર સાદકથી.

સ—આપણે નબી સાહેબને કેવી રીતે ઓળખીએ છીએ ?

જ—તેઓ આપણા પહેલા પીર અને ગુર બ્રહ્માજીનો અવતાર છે અને તેઓના તેજ નુરમાંથી પીર સદરદીન ૨૬ મા સતાધારી પીર થયા હતા.

તેઓ નબી મહમદ મુસ્તફાનો જોમો એટલે પીરપણાનો હોદો ધરાવતા હતા.

સ—હાલમાં પીર ( નબી ) ની ગાદી ઉપર કોણ બીરાજે છે ?

જ—હાલના હાજર ઇમામ સર સુલતાન મહમદ શાહા બીરાજે છે.

સ—નબી સાહેબને નબુવત કયારે મળી ?

જ—૪૦ વરસની ઉમરે.

સ—ત્યારે હીજરી સન કયો હતો ?

જ—હીજરી સન શરૂ થયા પહેલાં ૧૩ વરસ ઉપર ખુદાવંદતઆલાએ તેઓને નબી તરીકે જાહેર કરયા હતા.

સ—તેઓના વખતમાં શાહી જોમો કોની પાસે હતો ?

જ—હ૦ મવલા મુરતજાઅલી તે આપણા પહેલા ઇમામ અને ૧૦ મા નકલંકી અવતાર.

સ—તેઓને દીનનો ફેલાવો કરવામાં કોની મદદ હતી ?

જ—હ૦ મવલા મુરતજાઅલીની.

સ—તેઓ વફાત કયારે પામ્યા ?

જ—હી૦ સ૦ ૧૩૨ મા.

સ—તેઓની ઉમર કેટલી હતી ?

જ—૬૩ વરસની.

સ—જન્મ તથા વફાત કયા શહેરમાં થઇ ?
જ—મક્કા શહેરમાં.
સ—મક્કા શહેર કયા દેશમાં આવ્યું ?
જ—અરબસ્તાનમાં.
સ—હીજરી એટલે શું ?
જ—હીજરી એટલે નાસી જવું.
સ—તેઓ શા માટે નાસી ગયા ?
જ—કારણકે દુશ્મનોનું જોર ઘણું હતું.
સ—તેઓ ક્યાં નાસી ગયા ?
જ—તેઓ ત્યાંથી મદીના મુનવ્વરમાં ગયા.
સ—હીજરી સન ક્યારથી શરૂ થયો ?
જ—જ્યારથી તેઓ મદીના મુનવ્વરમાં ગયા ત્યારથી અને તેજ તારીખથી મુસલમાની હીજરી સન શરૂ થયો છે.
સ—કઇ સાલમાં હ૦ મૌલા મુરતઝાઅલીને પોતાના ખલીફ (વસી) નેમ્યા હતા ?
જ—હીજરી સન ૧૦ મા વરસમાં મક્કાથી પાછા વળતાં અને મદીને જતાં ગદીરે ખુમના મેદાનમાં ૧,૨૪,૦૦૦ મુસલમાનોમાં તેઓએ મૌલા મુરતઝાઅલીને પોતાના ખલીફ (વસી) નેમ્યા હતા.

# પ્રકરણ ત્રીજું.

## પંજતન પાકનું નુરી તથા સાકાર સ્વરૂપ.

સ—પંજતન પાકનો અરથ કહો.

જ—પંજ=પાંચ, તન=શરીર, પાક=પવીત્ર.

સ—પંજતન પાકના નામ કહો.

જ—૧-હ૦ નબી મહમદ મુસ્તફા, ૨-હ૦ મઉલા મુરતજાઅલી, ૩-હ૦ બીબી ફાતમા ઝોહરા, ૪-હ૦ ઈમામ હસન, ૫-હ૦ ઈમામ હુસેન.

સ—પાંચે તનનું અસાહિ કયું રૂપ હતું તે કહો.

જ— આપ નીરીંજન ઉપના,
અને આપે ઉપાઇ જાતરે;
આપસરા માંહેથી ઉપના,
સો સતગુરૂ સીતારા સાથરે.

સ—તેની માયના કરો.

જ—ખુદાવંદતઆલાએ પોતે સાકાર રૂપ લીધું અને નબી સાહેબ સાથે પંજતનના નુરનો એક સીતારો પેદા કરયો.

પ—તે સીતારાને કયા નામથી ઓળખતા હતા?

જ—તે સીતારાને "કુતુબ તારો" કરીને કહેતા હતા.

સ—ખુદાવંદતઆલાના નુરમાંથી પંજતન પાકની જાહેશત થઇ તેના માટે ઇસલામી ગ્રંથમાંથી પુરાવો આપો.

જ— શું કે આં નુરે ખુદા તકસીમ શુદ,
નુરે અવ્વલ અહમદ બા મીમ શુદ.

અરથ—જ્યારે ખુદાવંદતઆલાના નુરમાંથી પંજતનનું નુર પેદા થયું ત્યારે પહેલા મીમ સાથે અહમદ પેદા થયા. ખુદાવંદતઆલાનું એક નામ અહદ છે તેમાં વચમાં મીમનો "મ" ઉમેરવાથી "અહમદ" થાય છે.

ફાતેમા આમદ અઝ આં નુરે અલ્લાહ,
"બઝઅ તુન મીનશ" બર આં
બારાક ગવાહ.

અરથ—બીબી ફાતમત ઝોહરા ખુદાવંદતઆલાના નુરમાંથી પેદા થયા તેની સાબીતી એ છે

થએલી છે. દરીવાના મોજા અસલ દરી-
નાથી જુદા કેમ કહેવાય ?

(નુર નામે રસુલ મકબુલ.)

મતલબ કે પંજતન પાક ખરેખર ખુદાવંદ-
તઆલાનું સાકાર સ્વરૂપ છે.

સ—કુતુબ તારાનું વરણન આપના કયા શાસ્ત્રમાં છે ?

જ—સતવેણી નામે ગ્રંથમાં.

સ—તેમાંથી તે વીશે પાઠ બોલો.

## કલામે શરીફ.

જ— આપો આપ સીરજણહારા,
પાંચે તન શાહકા સણગારા;
સીતેર સહસ્ત્ર બરસ જો હોઇ,
છપસે સીતારા અગોચર સોઈ.

સ—તેની માયના કરો.

જ—ખુદાવંદતઆલાએ પોતાનું નુર પાંચે તન (પંજ-
તન) માં ઝહુર કરયું અને તે કુતુબ તારો
૭૦ હજાર વરસ પ્રકાશ આપતો અને ૭૦ હજાર
વરસ આથમીને જતો તેના પહેલાં તે નુરે
પંજતન બહદુલઅલા સરીક હતું.

સ—કુતુબ તારાના નુર વીશે કોણ અજાણ હતું ?

જ—૯૦ જીબરાઈલ ફીરસ્તો.

સ—તેનો વીગતવાર હેવાલ કહો,

જ—એક વખત હ૦ જીબરાઇલ વહી લઇને નબી સાહેબ પાસે આવ્યા, તે વખતે હ૦ બીબી ફાતમાએ તેમને જોઇને "આવો ચાચાજી" કહીને માન આપ્યું. હ૦ જીબરાઇલે તેનું કારણ પુછતાં બીબી ફાતમાએ જવાબ આપ્યો કે, "એના કારણ વીશે મારા પીતાજીને અરજ કરો" આથી જીબરાઇલ નબી સાહેબ પાસે આવ્યા અને કારણ જણાવવા અરજ કરી.

સ—નબી સાહેબે પુછયું કે, "તમો જયારે પેદા થયા ત્યારે શું જોયું હતું ?

જ—તે વખતે એક કુતુબ તારો મઉજુદ હતો.

સ—તમારી ઉમર કેટલી થઇ હશે ?

જ—કુતુબ તારો ૭૦ હજાર વરસે ઉગતો તથા તેટલીજ મુદતે આથમતો તેને ૭૦ હજાર વખત ઉગતો અને આથમતો મેં જોયો છે.

સ—તે વીશે મુસલમાનો ગ્રંથોમાર્થી સાબેતી આપો.

જ—કુતુબકી તરફ સીતારા જો થા,
ખુદાકે હુકમસે નીકલતા વો થા
ગુજરતે જબ સાલ સીતેર હજાર,
વોહ આતા થા હોકર તુલુઅ એકબાર.

ગુરૂબ હોકે જમ સાલ સીતેર હજાર,
જો હોતે તો આતા વહી રખ શુમાર.
યકીન ઉસ સીતારેકો દેખા હું મયે,
યું સીતેર હજાર ઇસ વજાહ ઉસુકે તહીં,
કરૂં ઉમર મેરીકા કબ લગ બ્યાન,
કહા મુખતેસર સબ તુમ્હે હુયે અયાન.
(નુર નામે રસુલે મકબુલ.)

સ—ત્યારપછી શું હકીકત કહેવામાં આવી ?

જ—નબી સાહેબે, જબરાઇલને સમજાવ્યું જે "તમારા જોવામાં કુતુબ તારો શરૂઆતમાં હતો તે અમો પંજતનનું નુર હતું અને એ નુરની પેદાશ પછી તમારી ઉત્પતી થઇ છે તેથી બીબી ફાતમાએ તમોને ચાચાજી કહયા તે બરાબર છે"

સ—નબી સાહેબે તે પછી શું ફરમાવ્યું ?

જ—નબી સાહેબે ફરમાવ્યું કે "ઓ જબરાઇલ, તે વખતના કુતુબ તારાનું વરણન આપો."

કહે જબરાઇલ સુણો રસુલે ખુદા,
અવલ ઉસકે શીર પર એક તાજ થા;
દો કાનુમેં દો દુર અજબ બેબહા,
ઉસકે ગલેમેંભી એક હાર થા.

સ—તેની ભાવના કરો.

૨—જબરાઇલ કહે છે "હે રસુલે ખુદા, પહેલું તો તેના માથા ઉપર એક તાજ હતું અને તેના બે કાનમાં બે મોતી હતા. આ તેજનું વરણન થઇ શકતું નથી વળી એક તેના ગળામાં હાર પણ હતો.

ત્યારે નબી સાહેબે ફરમાવ્યું કે 'હાલમાં તે કુતુબ તારાનું શારીરીક સ્વરૂપ હું તમને દેખાડું છું.' એમ કહી તરત હ૦ મઉલા મુરતજાઅલીને બોલાવી તેની પછવાડે ઉભા રાખ્યા અને બીબી ફાતમાને ખોળામાં બેસાડી નુરાની સ્વરૂપ દેખાડ્યું અને ફરમાવ્યું કે—

**અવલ મુજ શરપે તાજ થા મા અલી,**
**વ કાનુમે દો ફરજંદ બેશક હસન, હુસેન,**
**મેરે ગલેમે હાર થા તે નુરે**
**[illegible]ન ફાતમા.**

અર્થ—મારા માથા ઉપર જે તાજ જોવામાં આવ્યો તે હ૦ મઉલા મુરતજાઅલી પોતે હતા અને જે મોતી જોયું તે મારા હ૦ હસન તથા હુસેન હતા અને હારના જેવો આકાર તે મારા તનના ટુકડો હ૦ બીબી ફાતમા પોતે હતા.

જેમ આપણા જ્ઞાન શાસ્ત્રમાં ફરમાવ્યું છે કે—

## કલામે પીર

તો મુનીવરભાઈ આપણા માથા મુબારકના
નબી મહમદ મુસ્તફા કર્યા,
અને મઉલા અલી પોતે અલી અવતાર;
આ સીના મુબારકની હજરત
બીબી ફાતમા,
નુર ચશમ બે હ૦ ઇમામ હસન, હ૦
ઇમામ હુસેન દીલઠારરે.

સ—તેની ભાવના કરો.

જ—હે મુનીવરો, ખુદાવંદતઆલાએ પોતાના માથા મુબારકમાંથી નબી મહમદ બનાવ્યા અને પોતે ખુદ મઉલા અલી રૂપે જાહેર થયા અને પોતાના સીના (છાતી, અંતઃકરણ) માંથી બાબી ફાતમત ઝહેરા થયા અને હ૦ ઇમામ હસન અને હ૦ ઇમામ હુશેન દીલને ઠંડક આપનારા પેદા કરયા.

સ—તે વીશે જ્ઞાનમાંથી પાઠ આપો.

## કલામે પીર.

જ— આજે નીરીંજન લીયા અવતારા,
આદ અલી સો તન સારા,

આદ જાત અને આદ સાત,
ઇસ માંહે ન મીલતી દુજી જાત,
જાત સાત ન બુજે કોઇ,
એ તન પાંચે એક તન હોઇ,
પાંચે તનકા એહી નેડા,
જો કોઈ હોએ ઉનુકે કેડા.

સ—બીજો પુરાવો પંજતન પાકનો આપો.

## કલામે શાએર.

જ— ગર પંજતનકો સમજો નુર બીલકુલ હુયે,
ફીર ઉસી વાસ્તે ખતમ ઉનુપે કુલ હુયે.
સુરે યાસીન ભી ખતમ હુઆ જાનીપ,
હુવા કુતુબ સીતારા જીનીકા પેશાનીપ.

સ—ને વીશે બીજી સાબેતી આપો.

## કલામે શાએર.

જ— ચલ કુચકા મકાન બના હુયે,
બાજાર બના હુયે હુકકાની;
નર નબીકા હુઆ જો રઓશાન,
કુતુબ તારેમં નીશાની.

પ્ર—તે વીશે જ્ઞાનમાંથી પાઠ આપો.

## કલામે પીર.

જ— પંજતન પરવરે ભેજીયા,
રાહા બતાવણ કાજ;
જીન કીને મુખ ફીરાયા,
સો રહયા શફાયત બાજ.

* * *

જાકું દરશન હીત હુયે,
વાંકું દરશન ઉત;
જેહ ઇયાં ન દેખ્યા સતસું,
વોહ ક્યા પાવેંગા ઉત.



# પ્રકરણ ચોથું.

## ઈસમાઈલી ઈમામો.

સ—ઇસમાઇલી ઇમામો કેટલા થયા છે ?

જ—૪૮ ઇમામો.

સ—તેમના રહેઠાણ પ્રમાણે કેટલા વીભાગ પાડી શકાય ?

જ—૬ વીભાગ.

## વીભાગ ૧ લો.

સ—૧ લો વીભાગ કયો ?

જ—મક્કા મદીનામાં રહેનારા ઇમામો.

સ—મક્કા મદીનામાં કેટલા ઇમામો રહયા હતા ?

જ—હ૦ મૌલા મુરતઝાઅલીથી હ૦ ઇમામ જાફર સાદક સુધી ૫ ઇમામો.

સ—પહેલા ઇમામનું નામ શું ?

જ—નકળંકી અવતાર હ૦ મૌલા મુરતઝાઅલી.

સ—તેઓ સાહેબની જન્મ તારીખ, વફાત તથા ઉમર કહો.

જ—જન્મ હી૦ સ૦ ૫૯૭ માં, વફાત હી૦ સ૦ ૬૬૦ માં એટલે ઉમર વરસ ૬૩

સ—દસમા નકલંકી અવતારે કોને ઘરે જન્મ લીધો તે વીશે જ્ઞાનમાંથી પાઠ આપો.

## કલામે પીર.

જ— તે મુરતજાઅલી અવતર્યા,
અબુ તાલેબને ઘેર અવતાર;
તે અબ્દુલ્લા માંહે પેદા થયા,
તે શહેર મક્કા મીંજાર-ચેતો
રખીસરો ગુર કહે સાચા સતગુરજીએ એમ કહ્યા.

સ—તેની માયના કરો.

જ—નકલંકી અવતાર મવલા મુરતજાઅલીએ અબુ તાલેબને ઘેર અવતાર લીધો અને તેઓ કાબા શરીફમાં જન્મ પામ્યા હતા. બોમાં ઝુલેખાં ઉરફે ફાતમા બીનતે અસદ તેઓની માતાજી હતાં.

સ—અલી અલ્લાહ છે તે વીશે જ્ઞાન શરીફથી સાબેતી આપો.

## કલામે પીર.

જ— એજી અલી તે સોહી અલ્લાહ કહીએ,
તેમાં ઓછો નહી લગાર;
અમે એને માનીયા સીદકસુ,
એનું નામ છે જલ્લશાનહુ આકાર—ચેતો૦

સ—તેની ભાવના કરો.

જ—હ૦ મઉલા મુરતજાઅલી તે પોતેજ ખુદાઇ અવતાર છે, અમે તેને સચ્ચાઇથી માનેલ છે, માટે રૂખાસરો તમે પણ ખરા યકીનથી માનજો એવું સતગુરૂજી ગ્નાનમાં ફરમાવે છે.

સ—બીજા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના હ૦ ઇમામ હુસેન સાહેબ.

સ—તેઓની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હીજરી સન ૪૦ થી હીજરી સન ૬૧ એટલે ઇ૦ સન ૬૬૦ થી ઇ૦ સ૦ ૬૮૦ સુધી ૨૦ વરસ.

સ—તેઓ સાહેબે ઇમામત વીશે હ૦ ઇમામ જયનુલ આબદીનને શું ફરમાવ્યું હતું ?

જ—હ૦ ઇમામ જયનુલ આબદીને જ્યારે કરબલાના મેદાનમાં લડાઇ કરવાની માંગણી કરી. ત તેઓ સાહેબે ફરમાવ્યું કે "તારાથી મારી નસલ

રોજે કીયામત સુધી ચાલુ રહેવાની છે, માટે તું લડાઇ કરીશ નહી."

સ—પછી શું બન્યું ?

જ—હ૦ ઇમામ હુસેને ઇમામતનું નુર હ૦ ઇમામ જઇનુલ આબદીનને બખશી પોતે હી૦ સ૦ ૬૧ ની સાલમાં કરબલાના મેદાનમાં મહોરમની ૧૦ મી તારીખે સહીદ થયા.

સ—ત્રીજા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના શાહ જઇનુલ આબદીન.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હીજરી સન ૬૧ થી હી૦ સન ૯૪ એટલે ઇ૦ સ૦ ૬૮૦ થી ઇ૦ સ૦ ૭૧૩ સુધી ૩૩ વરસ.

સ—ચોથા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના શાહ મહમદ બાકર.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૯૪ થી હી૦ સ૦ ૧૧૪ એટલે ઇ૦ સ૦ ૭૧૩ થી ૭૩૨ સુધી ૨૦ વરસ.

સ—પાંચમા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના શાહ જાફર સાદક.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૧૧૪ થી ૧૪૮ એટલે ઇ૦ સ૦ ૭૩૨ થી ૭૬૫ સુધી ૩૪ વરસ.

## વીભાગ ૨ જો.

સ—તેઓએ ઇમામત કોને આપી હતી ?

જ—૬૪ મઉલાના શાહ ઇસમાઇલને.

સ—તેઓએ જાહેરમાં કેવી રીતે ફરમાન કરયું હતું ?

જ—તેઓએ ફરમાવ્યું કે "મારી બાદ ઇમામતનું નુર હું શાહ ઇસમાઇલને આપું છું."

સ—શાહ ઇસમાઇલ વીશે શું બનાવ બન્યો ?

જ—મઉલાના શાહ જાફર બાદકની બીજી ઘરવાળીનો છોકરો મુસા કાઝમ કરીને હતો, તે વખતે તેનું જોર બહુજ હોવાથી શાહ ઇસમાઇલને પરદેશમાં જઇ રહેવું પડયું.

સ—તેઓ કયાં રહેવા ગયા ?

જ—તુરકસ્તાનમાં શામ પરગણે સલમીના ગામમાં તેઓ રહેવા ગયા હતા

સ—રહેઠાણ પ્રમાણે ઇમામોનો બીજો વીભાગ કહો.

જ—તુરકસ્તાનમાં રહેનારા ઇમામો.

સ—તુરકસ્તાનના મુલકમાં કેટલા ઇમામો થયા હતા ?

જ—શાહ ઇસમાઇલથી શાહ અબદુલ્લાહ સુધી પાંચ ઇમામો,

સ—શાહ ઇસમાઇલ તુરકસ્તાનમાં રહેવા ગયા ત્યાં તેઓ શું કરતા હતા ?

જ—શાહ ઇસમાઇલ તુરકસ્તાનમાં રહીને, અનેક મોઅજીજા દેખાડી લોકોને ઇસમાઇલી દીનમાં દાખલ કરતા હતા તે વખતના બગદાદના ખલીફા મનસુરે આ બાબત વીશે મદીનામાં કાગળ લખ્યા હતા. આ સરવે બીનાનું "મજલુલ નહર" નામે અરબી કીતાબમાં વીગતવાર વરણુન કરેલ છે.

સ—શાહ ઇસમાઇલની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૧૪૮ થી ૧૫૮ એટલે ઇ૦ સ૦ ૭૬૫ થી ૭૭૫ સુધી ૧૦ વરસ.

સ—સાતમા ઇમામનું નામ કહો.

જ—હઝ મહલાના શાહ મહમદ બીન ઇસમાઇલ.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૧૫૮ થી ૧૯૭ એટલે ઇ૦ સ૦ ૭૭૫ થી ૮૧૩ સુધી ૩૯ વરસ.

સ—આઠમા ઇમામનું નામ કહો.

જ—હઝ મહલાના શાહ વફી અહમદ.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૧૯૭ થી ૨૧૨ એટલે ઇ૦ સન ૮૧૩ થી ૮૨૮ સુધી ૧૫ વરસ.

સ—નવમા ઇમામનું નામ કહો.

જ—હઝ મહલાના શાહ તકી મહમદ.

જ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.
જ—હી૦ સન ૨૧૧ થી ૨૨૫ એટલે ઇ૦ સન ૮૨૮ થી ૮૪૦ સુધી ૧૩ વરસ
સ—દસમા ઇમામનું નામ કહો.
જ—હક મઉલાના શાહ રઝી અબ્દલ્લાહ.
સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.
જ—હી૦ સન ૨૨૫ થી ૨૬૨ એટલે ઇ૦ સન ૮૪૦ થી ૮૭૬ સુધી ૩૭ વરસ.

## વીભાગ ૩ જો.

સ—રહેઠાણ પ્રમાણે ઇમામોનો ત્રીજો વીભાગ કહો?
જ—મીસર દેશમાં રાજ્ય કરનારા "ફાતમાઇત ખલીફા,"
સ—"ફાતમાઇત ખલીફ" ઇમામો કુટલા છે?
જ—હક મઉલાના શાહ મહેદી મહમદથી હક મઉલાના શાહ નીઝાર સુધી નવ ઇમામો.
સ—અગીયારમા ઇમામનું નામ કહો.
જ—હક મઉલાના શાહ મેહેદી મહમદ.
સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.
જ—હી૦ સન ૨૬૨ થી ૩૨૨ એટલે ઇ૦ સન ૮૭૬ થી ૯૩૪ સુધી ૬૦ વરસ.

સ—"ફાતમાઇત ખલીફાત"ની જાહેરાત વીશે નબી સાહેબની હદીસ બોલો.

જ—

સલાસા મીંઆ સનતીન મીન બઅદી,
તત્તલેઉશ શમ્સો, મીન મગરેબેહા.

સ—તેની માયના કરો.

જ—નબી સાહેબે ફરમાવ્યું કે "મારી બાદ ત્રણસો વરસ પછી સુર્ય પશ્ચીમ દીશામાં ઉગશે."

સ—તે સુર્ય કોણ ?

જ—તે સુર્ય આપણા અગીયારમા ઇમામ અને પહેલ વહેલા ફાતમાઇત ખલીફા હક મઉલાના શાહ મહેદી મહમદ, તેઓએ મીશર દેશમાં પોતાનું રાજ્ય સ્થાપી ઇમામત જાહેર કરી.

સ—બારમા ઇમામનું નામ કહો,

જ—હક મઉલાના શાહ કાયમ.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૩૨૨ થી ૩૩૪ એટલે ઇ૦ સન ૯૩૪ થી ૯૪૫ સુધી ૧૨ વરસ.

સ—તેરમા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના શાહ મનસુર.

સ—તેમની કારકીરદીના વરસ બોલો.

જ—હીo સન ૩૩૪ થી ૩૪૧ એટલે હ૦ સન ૯૪૫ થી ૯૫૨ સુધી ૭ વરસ.

સ—ચઉદમા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના શાહ મોએજ,

સ—તેઓએ કઇ સાલમાં આખો મીશર દેશ જીતી લીધો ?

જ—હ૦ સ૦ ૯૭૦ ની સાલમાં.

સ—તેમની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૩૪૧ થી ૩૬૫ એટલે હ૦ સ૦ ૯૫૨ થી ૯૭૫ સુધી ૨૪ વરસ.

સ—પંદરમા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના શાહ અઝીઝ.

સ—તેમની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૩૬૫ થી ૩૮૬ એટલે હ૦ સન ૯૭૫ થી ૯૯૬ સુધી ૨૧ વરસ.

સ—સોલમા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના શાહ હાકમઅમ્રુઅલી.

સ—તેમની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૩૮૬ થી ૪૧૧ એટલે હ૦ સન ૯૯૬ થી ૧૦૨૦ સુધી ૨૫ વરસ.

સ—સતરમા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના શાહ જાહેરઅલી.

સ—તેમની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૪૧૧ થી ૪૨૭ એટલે ઈ૦ સન ૧૦૨૦ થી ૧૦૩૫ સુધી ૧૬ વરસ.

સ—અઢારમા ઇમામનું નામ કહો.

જ—હઝ મઉલાના શાહ મુસતનસીરબીલ્લાહ.

સ—તેમની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૪૨૭ થી ૪૮૭ એટલે ઈ૦ સન ૧૦૩૫ થી ૧૦૯૪ સુધી ૬૦ વરસ.

સ—મઉલાના શાહ મુસતનસીરબીલ્લાહે ઇમામત કોને આપી હતી?

જ—પોતાના મોટા ફરજંદ શાહ નીઝારને ઇમામત આપી હતી.

સ—પછી શું બન્યું?

જ—તેઓના બીજા ફરજંદ મુસતેઅલીનો પક્ષ તે વખત બહુ જોરાવર હતો, અને બે લાખ ફોજ અને તેનો સરદાર મુસતેઅલીના પક્ષમાં થઇ જવાથી તેણે ઇમામ શાહ નીઝારને કેદમાં નખાવી સહીદ કરાવ્યા.

સ—ઇમામ શાહ નીઝારની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૪૮૭ થી ૪૯૦ એટલે ઈ૦ સન ૧૦૯૪ થી ૧૦૯૭ સુધી ૩ વરસ.

## વીભાગ ૪ થો.

સ—રહેઠાણ પ્રમાણે ઇમામોનો ચોથો વીભાગ કહો.

જ—ગઢ આલમોતના હાકમ ઇમામો.

સ—ગઢ આલમોતમાં કેટલા ઇમામોએ રાજ્ય કરયું હતું ?

જ—હક મઉલાના શાહ હાદીથી હક મઉલાના શાહ રૂકનુદીન ખુરશાહ સુધી આઠ ઇમામો.

સ—હાતમાહત ખલીફાતના ઇમામો પછી શું બનાવ બન્યો ?

જ—હસન બીન સબ્બાહ નામના એક મુરીદે ઇરાનમાં આલમોતનો ગઢ બાંધ્યો અને તે હક મઉલાના શાહ હાદીને મીસરમાંથી ગઢ આલમોતમાં ઘણા માન સહીત તેડી આવ્યો.

સ—હક મઉલાના શાહ હાદી કેટલામાં ઇમામ થાય ?

જ—વીસમા ઇમામ.

સ—તેમની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૪૯૦ થી ૫૩૦ એટલે ઇ૦ સન ૧૦૯૭ થી ૧૧૩૫ સુધી ૪૦ વરસ.

સ—એકવીસમા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના શાહ મોહતદી.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૫૩૦ થી ૫૫૨ એટલે ઇ૦ સન ૧૧૩૫ થી ૧૧૫૭ સુધી ૨૨ વરસ,

સ—બાવીસમા ઇમામનું નામ કહો.

જ—હક મઔલાના શાહ કાહેર.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૫૫૨ થી ૫૫૭ એટલે ઇ૦ સ૦ ૧૧૫૭ થી ૧૧૬૨ સુધી ૫ વરસ.

સ—ત્રેવીસમા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના શાહ અલ્લા જકરીયા સલામ.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૫૫૭ થી ૫૬૧ એટલે ઇ૦ સન ૧૧૬૨ થી ૧૧૬૬ સુધી ૪ વરસ.

સ—ચોવીસમા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના શાહ આલા મહમદ.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૫૬૧ થી ૬૦૭ એટલે ઇ૦ સન ૧૧૬૨ થી ૧૨૧૦ સુધી ૪૬ વરસ.

સ—પચીસમા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના શાહ ખુદ જલાલુદીન હસન.

સ—તેમની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૬૦૭ થી ૬૧૮ એટલે ઇ૦ સન ૧૨૧૦ થી ૧૨૨૧ સુધી ૧૧ વરસ.

સ—છવીસમા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના શાહ અલાઉદ્દીન મહમદ.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૬૧૮ થી ૬૫૩ એટલે ઇ૦ સન ૧૨૨૧ થી ૧૨૫૫ સુધી ૩૫ વરસ.

સ—સતાવીસમા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના શાહ રૂકનુદ્દીન ખુરશાહ.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૬૫૩ થી ૬૫૪ એટલે ઇ૦ સન ૧૨૫૫ થી ૧૨૫૬ સુધી ૧ વરસ.

સ—તે વખતે શુ બનાવ બન્યો ?

જ—તે વખતે દુશમનોનું જોર ઘણું હોવાથી ઇમામોને આલમોત ગઢ છોડીને ઇરાન દેશમાં દેહેલમમાં આવીને રહેવું પડયું.

## વીભાગ ૫ મો.

સ—રેહેઠાણ પ્રમાણે ઇમામોનો પાંચમો વીભાગ કહો.

જ—ઇરાનમાં એરાક ખંડ નામે ભાગમાં દેહેલમ, કેક, આબક, મહેલાત વીગેરેમાં રહેનારા ઇમામો.

સ—એરાક ખંડમાં કેટલા ઇમામો થયા ?

સ—હક મઉલાના શાહ શમશ દીન મહમદથી હક

મહુલાના શાહ હસનઅલી સુધી [illegible] ઈમામો.

સ—અઠાવીસમા ઈમામનું નામ કહો.

જ—હઝ મહુલાના શાહ શમશ દીન મહમદ.

સ—તેમની ઈમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૬૫૪ થી ૭૧૦ એટલે ઈ૦ સન ૧૨૫૫ થી ૧૩૧૦ સુધી ૫૬ વરસ.

સ—ઓગણત્રીસમા ઈમામનું નામ કહો.

જ—હઝ મહુલાના શાહ કાસમ શાહ.

સ—તેમની ઈમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૭૧૦ થી ૭૭૧ એટલે ઈ૦ સન ૧૩૧૦ થી ૧૩૭૦ સુધી ૬૧ વરસ.

સ—આ સતપંથ ઈસમાઈલી દીન આપણને કોણે બતાવ્યો ?

જ—સતગુર પીર સદરદીન સાહેબે.

સ—તેઓ કેટલામાં પીર હતા ?

જ—૨૬ મા પીર.

સ—તે વખતે આપણા બાપદાદા કેવા હતા અને કયો ધરમ પાળતા હતા ?

જ—તેઓ હીંદુ હતા અને હીંદુ ધરમ પાળતા હતા.

સ—પીર સદરદીન સાહેબ કયા મુલકમાંથી આવ્યા હતા ?

જ—ઇરાન દેશમાં દેહલમથી.

સ—કોના હુકમથી ?

જ—ઇસમાઇલી ત્રીસમા ઇમામ હઝ મવલાના શાહ ઇસલામ શાહના હુકમથી.

સ—શાહ ઇસલામ શાહની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૭૭૧ થી ૮૨૭ એટલે ઇ૦ સન ૧૪૭૦ થી ૧૪૨૪ સુધી ૫૬ વરસ.

સ—આપણા પીરોએ આપણને કોની સેવા કરવા ફરમાવ્યું છે ?

જ—હજરત મઉલા મુરતઝાઅલીની ગાદી વારસની.

સ—તે પીરે જ્ઞાનમાંથી પાઠ આપો.

## કલામે પીર.

જ— આશાજી આલ અલી પેગમ્બર ચાલી આવીયા,

આવીયા તે નબીની જોડજી;

નબી થકી સરવે આલજ ચાહવા,

રહેમ રાખે સુલતાન— હરી અનત૦

સ—તેની માયના કરો.

જ—અલી તથા નબીથી જે આલ દુનીયામાં જાહેર ચાલી આવી છે તે આલને તમે સરેવો અને તેની બંદગી કરો,

સ—આલ વીશે બીજો જ્ઞાનનો પાઠ આપો.

## કલામે શરીફ.

જ— એજી એ રે આલથી આલ ચાલીયા,
તે તો આવીયા કેહેક નગરી માંહે;
વરચવા અંગવા થાનક કહીએ,
શ્રી ઇસલામ શાહા બેઠા છે ત્યાંહે—ચેતો
રબીસરો ગુર કહે સાચા સતગુરજીએ
એમ કહયા.

સ—તેની ભાવના કરો.

જ—૯૦ અલીથી જે આલ જાહેર ચાલી આવેલા છે, તે હાજર ઇમામ કેહેક નગરીમાં શ્રી ઇસલામ શાહા રૂપે બીરાજે છે.

સ—શ્રી ઇસલામ શાહ કોની ગાદી ઉપર હતા ?

જ—દસમા નકલંકી અવતાર મઉલા મુરતજાઅલીના ગાદી ઉપર.

સ—શ્રી ઇસલામ શાહના વડવાઓના નામ આવે એવો જ્ઞાનનો પાઠ આપો.

## કલામે પીર.

જ— આવો મારા મુનીવર ભાઇડા હોજી,
તેની જાત ઇસ્માઇલી ને ગોત્ર નકલંકી;
એ છે વીરાનુ શાહા નીઝારીયા.

સ—તેની માયના કરો.

જ—ઓ મારા મુનીવરો, જે ધણીની સેવા હું તમોને દેખાડું છું તે નર નકલંકી મઉલા મુરતજાઅલીથી ઉતરી આવેલ છે અને ઇમામ શાહ ઇસમાઇલથી વંશપરમ્પરા શ્રી ઇસલામ શાહ શુધી ઉતરી આવેલ છે.

સ—આપણા ઇમામ એરાક ખંડમાં હતા તે વીશે ગ્નાનનો પાઠ આપો.

## કલામે શરીફ.

જ— એજી આદ નીરીંજન અવતરીયાં,
તેનું થાનક છે એરાક ખંડ માંહે;
સતગુરે સોહી દેખાડીયા,
તે છે વ્યાપક નવ ખંડ માંહે—ચેતો૦

સ—હાજર ઇમામની સનાખત વીશે નબી સાહેબની હદીસ બોલો.

## હદીશ શરીફ.

જ—

મન માત વ લમ યઅરફ ઈમામઝ ઝમાનેહી. ફ માતા મઈયતન જાહે- લીયતન, વલ જાહેલો ફીન નાર.

સ—તેની માયના કરો.

જ—જે મરતાં સુધી પોતાના જમાનાના ઇમામને ઓળખતો નથી, તે જાહેલપણામાં મરી જાય છે અને તે જાહેલ દોઝખમાં જાય છે.

સ—આવા મતલબનો પાઠ જ્ઞાનમાંથી આપો.

## કલામે શરીફ.

જ—આલ અલીની તે કહીએ,
નબી મહમદ પીર મુરસદ છે ત્યાંહ;
એ રે આલથી જે ભુલશે,
તે જાશે દોજક માંહે—બેતો૦

સ—તેની માયના કરો.

જ—જે આલ અલી તથા નબીની જાહેર દુનીયામાં ચાલી આવી છે, અને મક્કાની ગાદી ૭૫ કાયમ તથા હયાત તરીકે બેઠેલા હોય તેના ફર- માનને નહી માને તે નક્કી દોજખમાં જશે.

સ—એકત્રીસમા ઇમામનું નામ કહો.

જ—હઝ મઉલાના શાહ મહમદ બીન ઇસલામ શાહ.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૮૨૭ થી ૮૬૮ એટલે ઇ૦ સન ૧૪૨૪ થી ૧૪૬૪ સુધી ૪૧ વરસ.

સ—બત્રીસમા ઇમામનું નામ કહો.

જ—હઝ મઉલાના શાહ મુસતનસીર બીલ્લાહ (બીજા).

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૮૬૮ થી ૮૮૦ એટલે ઇ૦ સન ૧૪૬૪ થી ૧૪૭૬ સુધી ૧૨ વરસ.

સ—તેઓએ કઈ કીતાબ આપણને પીર તરીકે આપી હતી ?

જ—પીંદીઆદ જવાંમરદી.

સ—તેત્રીસમા ઇમામનું નામ કહો.

જ—હઝ મઉલાના શાહ અબ્દ સલામ.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૮૮૦ થી ૮૯૫ એટલે ઇ૦ સન ૧૪૭૬ થી ૧૪૯૪ સુધી ૧૫ વરસ.

સ—ચોત્રીસમા ઇમામનું નામ કહો.

જ—હઝ મઉલાના શાહ ગરીબ મીરઝા.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૮૯૯ થી ૯૦૨ એટલે ઇ૦ સન ૧૪૯૪ થી ૧૪૯૭ સુધી ૩ વરસ.

સ—પાંત્રીસમા ઇમામનું નામ કહો.

જ—હ૦ મવલાના શાહ બુઝરઅલી.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૯૦૨ થી ૯૧૫ એટલે ઇ૦ સન ૧૪૯૭ થી ૧૫૦૯ સુધી ૧૩ વરસ.

સ—છત્રીસમા ઇમામનું નામ કહો.

જ—હ૦ મવલાના શાહ મુરાદ મીરઝા.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૯૧૫ થી ૯૨૦ એટલે ઇ૦ સન ૧૫૦૯ થી ૧૫૧૪ સુધી ૫ વરસ.

સ—સાડત્રીસમા ઇમામનું નામ કહો,

જ—હ૦ મવલાના શાહ ઝુલફીકારઅલી.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૯૨૦ થી ૯૨૨ એટલે ઇ૦ સન ૧૫૧૪ થી ૧૫૧૬ સુધી ૨ વરસ.

સ—આડત્રીસમા ઇમામનું નામ કહો.

જ—હ૦ મવલાના શાહ નુરદીન અલી.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૯૨૨ થી ૯૫૭ એટલે ઈ૦ સન ૧૫૧૬ થી ૧૫૫૦ સુધી ૩૫ વરસ,

સ—ઓગણચાલીસમા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના શાહ સઇદ ખલીલલ્લાહ અલી.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૯૫૭ થી ૯૯૩ એટલે ઈ૦ સન ૧૫૫૦ થી ૧૫૮૫ સુધી ૩૬ વરસ.

સ—ચાલીસમા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના શાહ નીઝાર (બીજા),

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૯૯૩ થી ૧૦૩૮ એટલે ઈ૦ સન ૧૫૮૫ થી ૧૬૨૯ સુધી ૪૫ વરસ.

સ—એકતાલીસમા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના શાહ સઇદઅલી.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૧૦૩૮ થી ૧૦૭૧ એટલે ઈ૦ સન ૧૬૨૯ થી ૧૬૬૧ સુધી ૩૩ વરસ.

સ—બેતાલીસમા ઇમામનું નામ કહો.

જ—હક મઉલાના શાહ હશનઅલી

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૧૦૭૧ થી ૧૧૦૬ એટલે ઈ૦ સન ૧૬૬૧ થી ૧૬૯૫ સુધી ૩૫ વરસ.

સ—તેતાલીસમા ઇમામનું નામ કહો.

જ—હઝ મઉલાના શાહ કાસમઅલી.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૧૧૦૬ થી ૧૧૪૩ એટલે ઈ૦ સન ૧૬૯૫ થી ૧૭૩૨ સુધી ૩૭ વરસ.

સ—ચુમાલીસમા ઇમામનું નામ કહો.

જ—હઝ મઉલાના શાહ અબુલ હશનઅલી.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૧૧૪૩ થી ૧૧૯૪ એટલે ઈ૦ સન ૧૭૩૧ થી ૧૭૮૦ સુધી ૫૧ વરસ.

સ—પીસ્તાલીસમા ઇમામનું નામ કહો.

જ—હઝ મઉલાના શાહ ખલીલઉલ્લાહ અલી.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૧૧૯૪ થી ૧૨૩૩ એટલે ઈ૦ સન ૧૭૮૦ થી ૧૮૧૭ સુધી ૩૯ વરસ.

સ—છેતાલીસમા ઇમામનું નામ કહો.

જ—હઝ મઉલાના શાહ હશનઅલી (બીજા).

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સન ૧૨૩૩ થી ૧૨૯૮ એટલે ઈ૦ સન ૧૮૧૭ થી ૧૮૮૧ સુધી ૬૫ વરસ.

# વીભાગ ૬ ઠો.

સ—રહેઠાણ પ્રમાણે ઇમામોનો છઠો વીભાગ કયો ?

જ—નામદાર બ્રીટીશ સરકારના અદલ ઇનસાફી પ્રતાપવંત રાજ્યમાં હીંદુસ્તાનના મુંબઇ શહેરમાં રહેનારા ઇમામો.

સ—મુંબઇ શહેરમાં કયા ઇમામ પધારયા હતા ?

જ—છેતાલીસમા ઇમામ ૪૬ મઉલાના શાહ હસનઅલી.

સ—મુંબઇ શહેરમાં કેટલા ઇમામો થયા છે ?

જ—૪૬ મઉલાના શાહ હસનઅલીથી ૪૮ મઉલાના આગા શાહ સુલતાન મહમદ શાહ હવાર હાજર ઇમામ સુધી ત્રણ ઇમામો.

સ—સડતાલીસમા ઇમામનું નામ કહો.

જ—૪૭ મઉલાના શાહ આગા અલીશાહ દાતાર.

સ—તેમની ઇમામતની કારકીરદીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૧૨૯૮ થી ૧૩૦૨ એટલે ઇ૦ સન ૧૮૮૧ થી ૧૮૮૫ સુધી ૪ વરસ.

સ—અડતાલીસમા ઇમામનું નામ કહો.

જ—૪૮ મઉલાના આગા સુલતાન મહમદ શાહ હવાર હાજર ઇમામ.

સ—તેઓ કઇ સાલમાં ઇમામતના તખત ઉપર જલવા-
ગર થયા ?

જ—હી૦ સન ૧૩૦૨ એટલે ઇ૦ સન ૧૮૮૫ માં.

સ—હમણાના વખતમાં અડતાલીસમા હાજર ઇમામનું
રહેઠાણ ક્યાં છે ?

જ—હીંદુસ્તાનમા મુંબઈ શહેરમાં.

સ—હિઝ મઉલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર
હાજર ઇમામનો જન્મ કઇ સાલમાં અને ક્યા
ગામમાં થયો ?

જ—ઇ૦ સન ૧૮૭૭ માં નવેમ્બર માસની ૨ જી
તારીખે કરાંચી શહેરમાં.

## ભાગ ૧ લો સમાપ્ત.



દર ચંદ્રે રેગ્યુલર બહાર પડતું.

# ઈસમાઈલી સતપંથ પ્રકાશ.

ઇસમાઇલી સત-શાસ્ત્રના સિદ્ધાંતને સમજાવવા,
હિંદુ, મુસલમીન ભેદ ભાંગી બોધ સત દિલ આવવા;
દીન, દુન્યવી, નીતિ, રિતીના પાઠ જ્ઞાન વિલાસના,
વાંચો અહી ઇસમાઇલી સતપંથ નુરી પ્રકાશ આ.

દરેક ઇસમાઇલી મરદ, સ્રીઓ અને બાળકોને વાંચવા લાયક છે. કે જેમાં વિદ્વાનોને હાથે લખાએલાં નિતિ અને ધારમીક લખાણો આપવામાં આવે છે. વારસીક લવાજમ ફકત રૂા. ૨॥ અગાઉથી, આફ્રીકા માટે રૂા. ૩) અગાઉથી.

લખો:—
**મુખી લાલજીભાઈ દેવરાજ,**
શ્રી ખોજા સીંધી છાપખાનું,
૧૧૩, ખાલબા મહોલા,
**મુંબઇ નં. ૯.**

